# SUNDARI GUṆ MANDIR

OR

TREASURY OF FEMININE VIRTUES.

BY

**MAHÁSUKHARÁM HARGOVINDADÁS**

Accountant, Gokuldás Tejpál Charities.



Bombay:

PRINTED AT THE "GUJARATI" PRINTING PRESS.

1888.

*Registered under Act XXV of 1867.*

***Price 12 Annas.***

૩૫૨૫

# સુંદરીગુણમંદિર.

રચનાર

મહાસુખરામ હરગોવિંદદાસ.

દોહરો.

સુંદર સેવો 'સુંદરી ગુણમંદિર' સુખકંદ;
ધરી અમંદાનંદથી અંદર ભૂષણ વૃંદ.

(પંડિત શ્રીમટ્ટુલાલજી.)

મુંબઈ:
"ગૂજરાતી" મુદ્રાલયમાં મુદ્રિત.

સંવત્ ૧૯૪૫. સન ૧૮૮૮.



મૂલ્ય બાર આના.

શેઠ ગોવર્દ્ધનદાસ ગોકુલદાસ તેજપાલ-

નાં પત્ની સૌભાગ્યવતી

# મોંઘીબાઈ.

તમે વિદ્યાનંદમાં નિમગ્ન રહી તેની સંવૃદ્ધિ સારૂ સદા પ્રયાસ કરોછો; વળી સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપવામાં સદોદિત ઇચ્છા ધરાવો છો; તેમજ ઉદાર અને ધર્મશીલ છો, એ આદિ એક સદ્‌ગુણી પ્રમદા તરીકેના તમારે વિષે ઉત્તમ ગુણ જોઈ હર્ષ પામી સ્ત્રીઓના સદ્‌ગુણ સણગારના સમુદાયના પ્રદર્શનરૂપ આ ગ્રંથ માનપૂર્વક તમોને અર્પણ કર્યો છે.

# પ્રસ્તાવના.

ગુજરાતી ગુણજ્ઞ અને પરોપકારી પ્રજાના હસ્તકમ-ળમાં આ લઘુ પુસ્તક મૂકતાં, મને પરમાનંદ પ્રાપ્ત થાય છે સરકારી નિશાળના એક માસ્તર તરીકેના તેમજ સર મંગળદાસ નથુભાઇ નાઇટ; સી. એસ. આઇ.ની કન્યાશા-ળાના મુખ્ય શિક્ષક તરીકેના મારા અનુભવથી જણાયું છે કે, કન્યાશાળાઓમાં કન્યારત્નોને લેખન વાચનની સાથે સંસારમાં કન્યા, કુળવધૂ અને માતા તરીકેનું શું શું કર્તવ્ય છે; તેમજ ભરત, સીવણ અને પાકશાસ્ત્રાદિ હુન્નરથી સંસાર કેમ નિભાવવો તેનું સંગીન શિક્ષણ આપવા યોગ્ય અદ્યાપિ પર્યંત જોઈએ તેવું કોઈ પુસ્તક રચાયું નથી ાટે એવું કોઇ પુસ્તક રચાય તો સારૂં. મારા આ બહુ ના વિચાર પ્રમાણે ઈશ્વર કૃપાએ હાલ એ કર્તવ્ય પૂર્ણ થી મને સંતોષ થયો છે. આ પુસ્તકને ઉત્તમ ઓઓન. ગુણ સમુદાયથી સણગાર્યું છે માટે એને "સુંદરીગુણ ?" એ નામ આપ્યું છે.

આ પુસ્ત ંના પ્રત્યેક વિષયમાં નીતિ સહિતજ સદ્બોધ હોવાથી, .ત્ર ગુર્જર તરુણીઓનેજ નહિ પણ પુરુષો સુદ્ધાંને તે ઘર આગળ, શાળાઓમાં અને હરકોઇ સ્થળે સાંભળવા, વાંચવા, અભ્યાસ કરવા અને મનન કરવા યોગ્ય થઇ પડશે. માબાપ પુત્ર પુત્રીની આગળ અને

પુત્ર પુત્રી માબાપ વગેરે પાસે; તેમજ સાસુસસરા તથા પતિ કુળવધૂની આગળ અને કુળવધૂ પણ સાસુ સસરા તથા પતિની આગળ બેધડક વાંચી શકે એટલામાટે તેમાં ઘટતી મર્યાદાથી લખાણ રાખ્યું છે. નીતિયુક્ત સાંસારિક, વ્યાવહારિક, વિદ્યા અને હુન્નરકળાદિ સુધર્મવર્ધક, સુબોધક અને સદાનંદદાયક બાબતો લખતાં સ્થળે સ્થળે અનુભવી વિદ્વાનો, મહાકવિઓ, ઋષિમુનિઓ તથા પતિવ્રતા સ્ત્રીઓનાં અને શાસ્ત્ર અથવા શાસ્ત્રકારોનાં ઉદાહરણ તથા પ્રમાણો આપી, ગ્રંથ સ્ત્રી પુરુષોને વિશેષ ઉપયોગી કરવા બનતો પ્રયાસ કર્યો છે. માટે આ પુસ્તક માંહેના વિચારોને પવિત્ર ચરિત્રવાળા સર્વ વિદ્વાન્ ભાઇઓ તેમજ વિદુષી બાઇઓ સ્વીકારી તેને પુષ્ટિ આપશે તો મારો શ્રમ સફળ થયો સમજીશ.

હાલમાં આપણી હિન્દી સરકારે નીતિની કેળવણી બાબત એક ઠરાવ બહાર પાડી તેને અનુસરવા સ્થાનિક સરકારોને ફરમાવ્યું છે:—"સ્કૂલો તથા કૉલેજોમાં યુરોપીઅન પદ્ધતિ ઉપર કેળવણીનો પ્રસાર કરવાથી તેમજ તેમાંથી ધર્મ સંબંધી શિક્ષણ કાઢી નાખવાથી હાલના વિદ્યાર્થીઓ સભ્યતાના સંબંધમાં ઘણા પાછળ પડેલા જણાય છે." માટે નીતિનું શિક્ષણ હિન્દની સ્કૂલો તથા કૉલેજોમાં આપવાને ગવર્નર જનરલ ઈન કૌંસિલે સૂચના કરી છે. એમ સરકારી ગૂજરાતશાળા પત્ર વગેરેથી સર્વત્ર જાહેર થયું છે.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે સરકાર પણ નીતિની તથા ધર્મની કેળવણી આર્ય રીતિ પ્રમાણે આપવા

બહુ ઉત્સુક છે. અને જે કાળમાં સ્ત્રીઓ સરસ્વતીનો પરમ પ્રસાદ પામી કન્યાશાળાઓમાં ભણાવવા લાગી છે, તે સમયમાં તેમને ઉપયોગી પુસ્તકોની બહુ જરૂર છે. જો કે હાલમાં સ્ત્રીઓને ઉપયોગી થોડાંક પુસ્તકો પ્રગટ થવા લાગ્યાં છે ખરાં, તોપણ બાળ, યુવાન અને વૃદ્ધ સ્ત્રીઓની ત્રિપુટીને સર્વ ભાગે વિદ્યાભ્યાસ કરવા યોગ્ય એવાં તો થોડાંજ શોધ્યાં મળશે. આ પુસ્તકમાં પ્રસંગોપાત સંસાર ચિત્ર વર્ણન પણ આપ્યું છે.

"સ્વતંત્રતા" નામના માસિક ગ્રંથના તંત્રી અને 'ગૂજરાત મિત્ર'ના અધિપતિ, સ્વર્ગવાસી મિ૦ કીકાભાઇ પ્રભુદાસની ભલામણથી, મેં સન ૧૮૭૯-૮૦ ના 'સ્વતંત્રતા'ના જુદા જુદા અંકોમાં "સ્ત્રીઓના વિશેષ ધર્મ" અને "સ્ત્રીઓના સામાન્ય ધર્મ" એ મથાળાથી આ વિષય લખ્યો હતો. તે પ્રજાને પસંદ પડ્યો હતો એટલુંજ નહિ, પણ મુંબઇના એક માસિક ગ્રંથના તંત્રીએ તો તેને સન ૧૮૮૪ માં ઉતારી પણ લીધો હતો. વળી મારા કેટલાક મિત્રોએ તેમજ કેટલીક સદ્વિદ્યા સંસ્કારી કુલીન સ્ત્રીઓએ તેથી પ્રસન્ન થઇ તેને પુનઃ પુસ્તકાકારે છપાવી પ્રગટ કરવા ભલામણ કરવાથી-તેમાં પણ સ્વપત્નીની ખાસ ઇચ્છાથી-મૂળમાં ઘણો સુધારો વધારો કરી હાલ આ ગ્રંથ પ્રગટ કર્યો છે.

આ પુસ્તકમાં પુરુષ ધર્મ વિષે ખાસ લખવું યોગ્ય નહિ જણાયાથી લખ્યું નથી, તથાપિ આ પ્રસંગે એટલું તો જણાવવું આવશ્યક છે કે, "પત્ની પ્રત્યે પતિના ધર્મ" વિષે

મારો લખેલો નિબંધ તૈયાર છે તે હવે પછી મુદ્રાંકિત કરાવી પ્રગટ કરવામાં આવશે.

હું જે યત્કિંચિત્ લખું છું તે એક ગૂજરાતી લેખક તરીકે, વિદ્વાન્ તરીકે કે ગ્રંથકાર તરીકે લોકોમાં ખ્યાતિ પામવાસારૂ લખતો નથી, પણ મારાં સાંસારિક તથા વ્યાવહારિક કામકાજ કરતાં મને જે અલ્પ અવકાશ મળે છે તેનો બનતો સદુપયોગ કરી ગુર્જર પ્રજાની સેવા તરીકેજ લખું છું. આજ સુધીમાં મેં જે કંઇ લખ્યું છે અને હવે પછી મારાથી જે કાંઈ ઈશ્વર કૃપાએ લખવા બનશે તે એક મનુષ્ય જન્મના કર્તવ્ય સાથ સરખાવતાં કાંઇજ નથી, એમ તો આ પ્રસંગે નમ્રપણે જણાવવા હું મારો ધર્મ સમજું છું.

છેવટ ઈશ્વર પ્રતિ એજ પ્રાર્થના છે કે મારા સરખા હિતૈષીની શુભાશિષથી, અનસૂયા તથા પાર્વતી અને સાવિત્રી વગેરે સદ્‌ગુણી સ્ત્રીઓની પેઠે, અમારી ગુર્જર ગૌરીઓનો જય પણ ચીરકાળ ઝળકો.

મુંબઈ, ડોકાવાડી.<br>સંવત્ ૧૯૪૪<br>વિજ્યાદશમી.

**મહાસુખરામ હરગોવિંદદાસ.**

# અનુક્રમણિકા.





ઉપરૂપ

# સુંદરીગુણમંદિર.

## પૂર્વ પીઠિકા.

ભુજંગી છંદ.

"કૃપાસિંધુ દાતાર દેવાધિદેવા, પુરા પ્રેમથી આપજે તુંજ સેવા;
ઘણી હોંસથી ઉચ્ચરૂં આપ નામો, પ્રભાતે પ્રભુજી કરૂં હું પ્રણામો.
સતી જાનકી જાન્હવી શંભુજાયા, કરો દૂર દોષો અને દુઃખ માયા;
પ્રભાતે નમું નિત્ય કલ્યાણમાટે, લગાડો મને ધર્મની શુદ્ધ વાટે.
ન જાણું ખરી પાપ ને પુન્ય રીતિ, તમારી ધરૂં સર્વદા ચિત્ત ભીતિ;
દઈ બુદ્ધિ સારી કરાવો સુકામો, પ્રભાતે તમોને કરૂં હું પ્રણામો."

મનુષ્યની અવસ્થાના મુખ્ય ત્રણ ભાગ ગણાય છે. બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા. પણ આ સુંદરી ગુણમંદિરમાં એટલે ઉત્તમ સ્ત્રીઓના સદ્‌ગુણ સમુદાયવાળા ઘરમાં અથવા સ્ત્રીસુધારણા કે સ્ત્રીધર્મવર્ધક વિષયમાં પ્રવેશ કરતાંજ સ્ત્રીઓએ પોતાની અવસ્થાનુ ક્રમ પ્રમાણે જ્ઞાન મેળવીને કેમ વર્ત્તવું, તે પ્રથમતઃ જાણુવાની જરૂર છે. બાલ્યાવસ્થામાં ઘર આગળ માવિતર, ગુરુ તથા પરમેશ્વર પ્રત્યે પ્રેમપૂર્વક ભક્તિ રાખતી, તથા પાટી, બાળપોથી અને સત્સંગ સહિત શાળાનો સણુગાર સજતી; તરુણાવસ્થામાં સુશીલતા, આર્જવ, સત્કર્મ અને સદ્ધર્માદિ

સદ્ગુણોથી પતિમંદિરની શોભામાં વૃદ્ધિ કરતી; અને વૃદ્ધાવસ્થામાં પોતાની રહેણીકરણીનો સંતોષ, ભક્તિપરાયણવૃત્તિ તથા નિર્દોષ બાળકાદિનો અમંદાનંદ અનુભવતી ભાગ્યશાળી સુંદરીઓજ પોતાના ઉભય લોક સુધારી સુખ પામે છે.

એ સુખ ગૃહસ્થાશ્રમીઓને પુન્યના પ્રભાવથી પ્રાપ્ત થાય છે. કોઇ કવિએ કહ્યુ છે કે:-

मानुष्यं वरवंशजन्म विभवो दीर्घायुरारोग्यता
सन्मित्रं सुसुतः सती प्रियतमा भक्तिश्च नारायणे ।
विद्वत्त्वं सुजनत्वमिन्द्रियजयः सत्पात्रदाने रतिः
ते पुण्येन विना त्रयोदशगुणाः संसारिणां दुर्लभाः॥

**અર્થ**-મનુષ્યદેહ-માણસાઇ-ઉત્તમ કુળમાં જન્મ, વૈભવો, દીર્ઘાયુ, આરોગ્યતા, શુદ્ધ મનના સખા, સુપુત્ર, સતી અને સર્વ ગુણોથી વહાલી લાગે એવી સ્ત્રી, નારાયણમાં નિરંતર ખરી શુદ્ધ ભક્તિ, પંડિતાઇ, સુશીલતા, ઇંદ્રિયોનો જય, સુપાત્રને દાન દેવામાં પૂરી પ્રીતિ, એ તેર ગુણો પુષ્કળ પુન્ય વિના સંસારીઓને મળવા દુર્લભ છે.

આ દુર્લભ ગુણો પણ સંસારીઓને સુલભ થઇ પડે એજ આ "સુંદરીગુણમંદિર" રચવાનો મુખ્ય હેતુ છે. તે પાર પડવાના ઉદ્દેશથીજ સતી સુંદરીઓને સદા ભણવા યોગ્ય પ્રારંભમાં પ્રભાતની પ્રાર્થના કરી છે. તે મનોર્થ પ્રભુ સફળ કરો. એજ અભિલાષા.

# બાલ્યાવસ્થાનાં કર્ત્તવ્ય.

आ षोडशाद् बाल्यमाहुर्महिलानां पुराविदः ।
आ द्वादशमिदानीं तु बालाः कालानुसारतः ॥१॥
पित्रोर्भक्तिःसतीसेवा सतां वचन कृत्ययोः ।
श्रद्धातच्छिक्षणं सत्यं सदभ्यासोऽप्यघाद्भयम् ॥२॥

(પંડિત ગટ્ટુલાલજી)

**અર્થ**—પ્રાચીન વિદ્વાનો સ્ત્રીઓનું બાલ્ય (૧૬) સોલ વર્ષ સુધીનું કહે છે, પરન્તુ હાલના કાળને અનુસરતાં (૧૨) બાર વર્ષ સુધી બાળાઓનું બાલ્ય દેખાય છે.

માતપિતાની ભક્તિ, સતીઓની સેવા, સજ્જન સ્ત્રી પુરુષોના બોલવા ચાલવાપર શ્રદ્ધા, તેઓની શિક્ષા, સાચું બોલવું, ઉત્તમ અભ્યાસ અને પાપથી ડરવું એ બાલ્યાવસ્થાનાં મુખ્ય કર્ત્તવ્ય છે..

બાલ્યાવસ્થામાં કન્યાઓએ કેવળ પોતાનાં માબાપના સ્વાધીનમાં રહી તેમનીજ આજ્ઞા પ્રમાણે વર્ત્તવું જોઇએ છીએ. માતાપિતાની તેમજ સતીઓની કોઇ પણ રુડી આજ્ઞા પાળવાને નિરંતર તત્પર થઇ રહેવું. માબાપ કે સતીઓ જે સદુપદેશ દે, નીતિની કે ધર્મની રસિક વાતો કરે અને ટુંકામાં જે સદાચારે ચાલે તે સદાય લક્ષમાં લઈ તે પ્રમાણે વર્ત્તવાને કાળજી રાખવી. સારાં માબાપ કે ગુરુ છોકરાંને ખોટો ઉપદેશ કરેજ નહિ; કેમકે:—

यो दर्शयत्यसन्मार्गं शिष्ये विश्वासिते गुरुः ।
कुम्भीपाके स्थितिस्तस्य यावच्चंद्रदिवाकरौ ॥

**અર્થ**–જે ગુરુના વિશ્વાસપર શિષ્યો તનમનથી તદાકાર હોય તેને ગુરુ ખરાબ રસ્તો બતાવે તો તેવા ગુરુને જ્યાં સુધી સૂર્યચંદ્ર રહે ત્યાં સુધી કુંભીપાક નામના નરકમાં પડવું પડે છે. આમ શાસ્ત્ર કથન છે.

બાળાઓએ હમેશાં વહેલાં ઉઠી સ્નાન શૌચાદિ-કાયિક, વાચિક, માનસિક પવિત્રતા-કર્યા પછી, પોતાના શ્રેયસારૂ સ્વધર્માનુસાર સર્વેશ્વરનું સ્મરણ બે ચાર ઘડી કરવું. કહ્યું છે કે, विना धर्मे मनुष्याणां, जायते न शुभं कचित् એટલે ધર્મ વિના મનુષ્યનું કદાપિ કલ્યાણ થતું નથી. માટે પરંપરાથી પ્રાપ્ત થયેલો એવો સદ્ધર્મ શુદ્ધ બુદ્ધિ અને આસ્થાથી પાળવો. ખોટાં કામ કરતાં ઈશ્વરથી ડરવું અને ખરાંપર પ્રેમથી વળગવું. જેનું પ્રભાત સારૂં તેનો આખો દિવસ આનંદમાં જાય છે માટે દિવસનો આરંભજ તે પ્રમાણે કરવો. ઘરમાંનો કચરોપુંજો કાઢી, વાસિદું વાળી તથા લોટા અજવાળ્યા પછી, પોતાની માતા દરરોજ સવારથી ઉઠી સાંજ સુધીમાં શાં શાં કામ કરે છે તે લક્ષપૂર્વક જોવાં. એમાંનાં જે જે કામ પોતાથી થઇ શકે એવાં હોય તે ઉલટથી તેમની પાસે માગી લઇને કરવાં. જે કામ પોતાથી ન થઇ શકે એવાં હોય તેથી કંટાળી જવું કે તેને કાયરપણે છોડી દેવાં નહિ, પણ તે વિષેની સમજ ઘરમાં જે વડીલ હોય તેની પાસેથી અથવા માતા પાસેથી નવરાશની વેળાએ લેતાં રહેવું. હમેશાં કંઇ ને કંઇ નવું કામ શીખવાની ખંત રાખવી.

કુમારિકાઓએ નાનપણમાં સકળ ઊંચ સદ્ગુણો મેળવવાસારૂ સત્પાત્ર ગુરુ પાસે વિદ્યાભ્યાસ કરવો. ગુરુને પણ પિતા સમાન ગણવા. તેમણે માબાપને ઘેર જન્મ લઇ પારકે ઘેર સ્ત્રી, માતા અને બીજા અનેક રૂપે સમાસ કરવો છે, માટે બાળપણમાંજ વિદ્યાભ્યાસની સાથે ઘરનાં કામકાજપર પણ સારૂં ધ્યાન આપવું.

ભવિષ્યના સુખનેસારૂ સ્ત્રીઓ બાલ્યાવસ્થાથીજ કેટલાંક વ્રત આદરે છે. સારો વર મળે એટલાસારૂ કું-વારી કન્યાઓ વિજયા પાર્વતીને નામે ગોરમાતાનું વ્રત કરે છે. એ વ્રત આષાઢ શુદિ તેરસથી પાંચ દિવસ સુધી ચાલે છે. તેમાં તે ગોરમાતાની પૂજા કરી એક વાર મોળું-લૂણ વિનાનું-અન્ન જમે છે ખરી, પણ યોગ્ય રીતે ધર્માચરણ કરવાને બદલે નદી, તળાવ તથા દેવમંદિરોમાં ટોળેટોળાં મળી અખંડ એવાતણ માગવાના માંગલિક પ્રસંગે પણ અભદ્ર ગીત ગાઇ, રડીકુટી પરસ્પર ગાળો દઇ આનંદ માને છે! મસ્ત થયેલી ગુર્જર કુમારિકાઓ એ વેળા જે ઉદ્ધતાઇ ભર્યાં ગીત ગાય છે તે બહુ ત્રાસજનક હોય છે, માટે તેવાં ગીતો ગૌરીઓએ ગાવાં નહિજ.

ઘણી બાળકીઓ ભણવા ગણવાનું મૂકી દઈ, રડવાકુટવાનું કે ફટાણાં ગાવાનું શીખે છે, તેમ ડાહ્યાં માબાપની સમજુ દીકરીઓએ કદી કરવું નહિ. તેમણે નવરાશની વેળાએ નીતિભક્તિનાં અને નિર્મળ પ્રીતિનાં મધુર ગીતો ગાતાં તથા ચતુરાઈ ભરેલાં સુંદર ભરત ભરતાં શીખવું. વળી તેમણે ભરવા સીવવાનાં તથા ઘરગતુ કારીગરીનાં કામથી પરવાર્યા પછી, પોતે નિર્મળ ભક્તિનાં ગીતનો તથા મધુર કવિતાદિનો જે અભ્યાસ કર્યો હોય તે અવકાશે ગાઇને પોતાનું તનમન પ્રસન્ન રાખવું. અને તેના પરમ આનંદનો લાભ પોતાનાં નિકટ સહવાસીઓને આપવો. બાલ્યાવસ્થામાં વગર મહેનતે માત્ર જોયાથીજ નાના પ્રકારના સારામાઠા પાશ બેસે છે, માટે નઠારો પાશ ન બેસે તેની બહુ સંભાળ રાખવી. કુળવાન્ અને ગુણવાન્ કન્યા એજ સંસારસુખનો અનુપમ-અપૂર્વ-નમુનો છે. માબાપ, ભાઈબહેન, ચાકર કે સગાંસહોદર આદિ પ્રત્યે

પોતાનાં શાં કર્ત્તવ્ય છે તે તેમણે સમજી તદનુસાર વર્ત્તવા ઉમંગથી તત્પર રહેવું. એથી શુદ્ધ પ્રેમ દૃઢ થશે, સર્વ સંબંધીઓ માયામમતા રાખશે અને અન્ય જનો પણ તેને કંચન જેવું કીમતી કન્યારત્ન ગણી માન આપશે.



# યુવાવસ્થાનાં આચરણ.



त्रयोदशाब्दादारभ्याऽऽच्चत्वारिंशं तु यौवनं॥
पुष्प प्रसवयोः प्रायोऽनुरोधादधुना मतम् ॥१॥
उद्वाहः पति सेवनं निज गृहे कृत्येषु दाक्ष्यं सती–
संगो मज्जन भूषणादि पचनं लज्जा जनैर्वर्त्तनम्॥
तुल्यैः स्वैर्गुरुभिश्च पुंपरिहतिर्बालाऽवनं भेषजम्॥
तच्छिक्षा कुल पालनादि सकलं वंश्यांगनानां मतम्॥२॥

(પંડિત ગટ્ટુલાલજી.)

**અર્થ**–આ કાળમાં ઘણું કરીને (૧૩) તેરમા વર્ષથી લઇ (૪૦) ચાલીસમા વર્ષ સુધીમાં રજોદર્શન અને પ્રજોત્પત્તિ થવાથી તેટલા કાળને યૌવન માની શકાય છે.

વિવાહ, પતિસેવા, પોતાના ઘરધંધામાં ચતુરાઈ, સતીઓની સોબત, સ્નાન સ્વચ્છતા, આભૂષણાદિ શૃંગાર, રસોઇ, મર્યાદા, પોતાની સમાન સ્થિતિનાં નણંદ, દેરાણી, દીઅેર વગેરે તથા પોતાથી મોટાં સાસુ સસરા, જેઠ જેઠાણી વગેરે માણસો સાથે વર્ત્તવાની રીતિ, પરપુરુષોનું પરિવર્જન, બાળ સંરક્ષણ, તેનું ઔષધ, બાળકોને શિક્ષણ, કુળધર્મોનું યથાર્થ પરિપાલન એ વગેરે સત્કુલોત્પન્ન યુવાવસ્થાની સ્ત્રીઓનું આચરણ માનેલું છે.

યુવાવસ્થામાં સ્ત્રીઓથી પોતાનાં બાલ્યાવસ્થાનાં કર્ત્તવ્યમાં જે ખામી રહી હોય તે સુધારી વધારી શકાય છે. માટે એ વખતે જેમ તેણે કેળવણીમાં વધારો કરવાનો છે તેમજ સંસાર વ્યવહારોપયોગી કામમાં પણ સુધારો અને વધારો કરવાનો છે. જે કામ યુવાવસ્થાની પૂર્વે પોતે પોતાની માતાની મદદ વડે કરતી, તે હવે તેણે જાતે સ્વબુદ્ધિથી કરવાનાં છે. પ્રથમ પોતે, પોતાનાં માબાપ અને ભાઈભાંડુ પ્રત્યેનો જે ધર્મ સમજતી હતી, તેમાં પોતાના પતિ, સાસુ સસરા, જેઠ જેઠાણી, દીએર દેરાણી, અને નણંદ તથા પુત્ર પુત્રી પ્રત્યેના પોતાના ધર્મ સમજી તે પ્રમાણે વધારો કરવાનો છે. બાલ્યાવસ્થામાં માબાપે બતાવેલાં જે જે કામ કરવાની કાળજી રાખવી પડતી હતી, તે તે કામ હવે પોતે પોતાની મેળે ઉઠાવી લેવાની ફીકર રાખવી જોઇએ છીએ. ડાહી સ્ત્રીઓએ નાનપણની સઘળી ખોડખાપણ તજી દઇ બીજી સ્ત્રીઓને પોતે દૃષ્ટાંતરૂપ થઇ પડવા પ્રયત્ન કરવો. કેટલીક કન્યાઓ પરણ્યા પછી યોગ્ય ઉમ્મરમાં આવ્યા છતાં સાસરે જતાં, પોતાનાં માબાપ સાથે કજીઓ કંકાસ કરે છે, રડે છે, લઢે છે અને તેમને પજવે છે; પણ કુલીન કન્યાએ તેમ ન કરતાં પોતાના પતિમંદિરનેજ શ્રેષ્ટ સમજી ઘણા ઉત્સાહથી ત્યાં જઇ રહેવું. સદા સુવાસિની-સૌભાગ્યવતી-એ તો પોતાના પતિનાં પ્રીતિસંગમાંથી પળ પણ ખસવા-ની ઇચ્છા કરવી નહિ. અર્થાત્ પતિનેજ તન, મન, ધન સર્વસ્વ સમજી તેમના પ્રત્યે પૂજ્ય ભાવ રાખવો, 'હાથી દરબારે અને સ્ત્રી સાસરેજ શોભે' એ આપણા લોકોની કહેણી યથાર્થ છે. પ્રસિદ્ધ કવિ સામળભટ્ટ પણ પોતાના સાંસારિક અનુભવ પ્રમાણે કહે છે કેઃ-

## છપ્પો.

પિતા ઘેર જે પુત્રી, રિદ્ધિ હોએ પણ રાંડી,
બોલે પૂઠે લોક, કહે જે કંથે છાંડી,
પિતા ઘેર જે પુત્રી, કુટુંબ કહાવે ખોટી,
ભોજાઇ બોલે ભુંડું, કહે જે કરમે ચોંટી,
કહી ગરીબ હોય જો ઘરધણી, પિતા હોય પ્રથવી પતી,
પણ સ્ત્રી તે શોભે સાસરે, સામળ કહે તે તો સતી.

## દોહરો.

મૈયરવાસી માનુની, તેનાં પૂરણ પાપ;
સ્ત્રી સ્વામી સાથે દિસે, અધિક કરમની આપ.

પતિમંદિરમાં સુખે કે દુ:ખે, સદાકાળ સંતોષથી રહેવું અને અનન્યભકિતથી તેમની સેવના કરી પરમપદની ઇચ્છા રાખવી. ઘરબાર અને પોતાનાં સર્વ સુખનો આધાર સાસરીઆંપર રહેલો છે, એમ સમજી સુજ્ઞ સ્ત્રીએ ભૂલે ચૂકે પણ સાસરીનો તિરસ્કાર કરવો નહિ. માબાપના મહેલ કરતાં પણ સાસરાની પર્ણકુટીમાં પરમાનંદથી રહેવું. પરણ્યા પછી જેમ બને તેમ વધારે કાળ પોતાના પ્રાણનાથનીજ સાથે ગાળવો, અને હમેશાં તેનીજ સેવા, તેનીજ ભક્તિ અને તેનીજ આજ્ઞામાં રહેવું. નિરંતર મન, વચન અને કર્મથી પતિની સેવા કરવી. ઘરનું કામ પડતું મૂકી કે પૂરું કરી પરવારીને પણ પરઘેર અલ્લીદલ્લીના તડાકા મારવા જવું નહિ. જરૂર પડતાં પીઅર જવું પણ વધારે નિવાસ કરવો નહિ. પીઅર પનોતાં પાર્વતીજીને પણ અપમાન પામ્યાની અને પ્રતિષ્ઠા ભંગ થયાની કથા તો આપણામાં પ્રસિદ્ધજ છે. જ્યાં પતિ જાય ત્યાં તેમની આજ્ઞાથી સાથે જવું. યથાશક્તિ સ્વામી જે રીતે ભરણપોષણ કરે તેમાં સંતોષ માનવો. પક્વાન્ન કરતાં પણ સાદા ભોજનથી સંતોષિત રહેવું.

સંતોષમાંજ સુખ છે. મહા ઋષિ મનુએ કહ્યું છે કે, संतोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः। બાલ્યાવસ્થામાં બાળકીઓએ ઘેર કે નિશાળે જે વિદ્યાભ્યાસ કર્યો હોય તેને આ અવસ્થામાં પોતાના પતિ સાથે રહી યોગ્ય સાધનથી વધારવો. પોતાથી બને તેવા પતિના પ્રત્યેક કામમાં નિરંતર સહાયકારી થવું.

તેર વર્ષની વય અગાઉ ઘરસંસારના દ્વાર આગળ રમતી બાળા, તરુણાવસ્થાનાં અંકુર ફુટતાં હવે તારુણ્યમાં દાખલ થવા યોગ્ય ગણાય છે. આ અવસ્થામાં રૂપ, ગુણ અને રસિકતા પૂર્ણિમાના ચંદ્રની પેઠે સ્ફૂરી રહે છે, માટે તે જાળવવા અને ખીલવવા સ્વામી સંગાતે રહેવું આવશ્યક છે. નિર્દોષ બાલ્યાવસ્થા કરતાં આ કિશોર-મુગ્ધાવસ્થા કાંઈ વિલક્ષણ છે માટે તેને તાબે રાખવા જ્ઞાન સાધન સજ્જ રાખવાં. યુવાન સ્ત્રીને જોઈ મરદની આંખો આનંદ પામે છે માટે એ વખતે તેના ફોસલાવતા શબ્દોથી સાવધ રહી પોતાના દિલને સ્વાધીન રાખવું. સ્ત્રી એ કેવળ પુરુષના સુખનેસારૂ ઉત્પન્ન થઈ નથી, પણ તેનો લાયક સાથી થવાને પેદા થઈ છે. માટે તેણે પતિના પ્રયાસમાં મદદ કરી તેની સંભાળનો બદલો નરમ સ્વભાવ અને મધુર પ્યારથી વાળવા તત્પર રહેવું. વખતો વખત ધર્મનો જે ઉપદેશ તથા સચ્ચાઈની શુભ શીખામણ મળે તે મનમાં ઠસાવી તેમ વર્તવાથી સદ્ગુણોમાં વધારો થાય છે એટલુંજ નહિ, પણ જેમ ગુલાબનું પુષ્પ સુકાયા છતાં તેની ખૂશબો જતી નથી તેમ યુવતીનું જોબન કરમાયા છતાં મનની મધુરતા જેવી ને તેવીજ રહે છે. તેમજ સદ્ગુણ સિવાય માત્ર વસ્ત્રાભૂષણથી શરીર સુશોભિત રાખવું એ સુગંધ વિનાના કેસુડાના ફુલ જેવું છે. તરુણી-

ઓએ એકાંત, ઉજડ જગ્યા, દેવમંદિર, પણઘટ (કૂવા, નદી, તળાવ વગેરે) જેવે સ્થળે લુચ્ચા, ચોર અને દગલબાજ લોકોના મોહપાશમાં ફસાઇ ન પડાય એટલાસારૂ ઘણી સંભાળ રાખવી. જુવાનીના મદથી અંધ થયેલાં મનુષ્ય અયોગ્ય આચરણ કરે છે. આવે બૂરે રસ્તે વલ્યા જનાર પોતાનું સર્વસ્વ ખોઇ પાયમાલ થાય છે, માટે તે પરિણામ વિચારી સારે રસ્તે ચાલવું. જો મનુષ્ય પોતે પોતાની મેળે સન્માર્ગે ચાલે તો પોતેજ પોતાનું હિતેશ્વરી થઇ રહે, પણ સન્માર્ગે ન ચાલે તો પોતેજ પોતાનાં શત્રુ બને છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં કહ્યું છે કે, आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः એટલે આત્મા એજ આત્માનો બંધુ છે અને આત્મા એજ આત્માનો રિપુ પણ છે.

નીતિમાન્ મનુષ્ય યશ, ધન તથા સુખથી તૃપ્ત થઈ આ લોક અને પરલોકમાં કીર્તિ મેળવે છે તો તેનું અનુકરણ કાં ન કરવું ? ભવિષ્યમાં મળનાર માન અપમાન, સુખદુ:ખ અને યશ અપયશનો આધાર હાલનાં આચરણપર રહેલો છે, માટે હરકોઇ કામ ઈશ્વરકૃપા અને પોતાની પ્રતિષ્ઠા વધે તેમ કરવું. ઘરકાજ અને ગૃહરાજ ઘરૂણીનાંજ છે. માબાપ અને સાસરીઆં એમ ઉભય કુળની લાજનું ઞાજ પણ તેનાજ હાથમાં છે. જગત્ગુરુ મનુનો સદાચાર સંબંધી ઉદ્ગાર ખરેખર પ્રશંસા પાત્ર છે. મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે:–

आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १५६

**અર્થ**–સારા આચારથી આયુષ્ય વધે છે, સારા આચારથી મનમાનતી પ્રજા થાય છે અને સદાચારથી અ-

ક્ષય ધન મળે છે તથા અશુભ ફળ ઉપજાવનારાં દેહમાં રહેલાં અપલક્ષણ જતાં રહે છે.

પુરુષને યુવાવસ્થામાં જેમ પોતાનાં માબાપ અને બાળગોપાળ સમસ્તનું ભરણપોષણ કરવાની કાળજી ઉત્પન્ન થાય છે, તેમ સ્ત્રીઓને યુવાવસ્થામાં ઘરસંસાર રૂડી રીતે ચલાવવાની ફીકર માથે પડે છે. વળી આ અવસ્થામાં તેણે ઘરખટલો પણ માતારૂપે ચલાવવાનો છે, માટે વૃદ્ધ વડીલોની આજ્ઞા પ્રમાણે તેમની સંમતિને અનુસરી ચાલવુ; અને પ્રમદા, રમા, વનિતા, કાન્તા, કામિની કે પ્રિયા એ સર્વ સન્નારીની સંજ્ઞાઓ સત્ય કરી બતાવવી. સ્ત્રી અબળાઓની પ્રબળતા કજીઆ કંકાસમાંજ નહિ પણ ખરેખરી તો સહનશીલતામાંજ છે, એમ તેની પ્રેમમય તીક્ષ્ણ વૃત્તિથીજ સિદ્ધ થાય છે. તેણે સાસુનું કામ પંડે ઉઠાવી લેવું. હરેક કામ ઉમંગ, આગ્રહ અને ચપળાઇથી કરવું. કોઇ પણ કામ કરતાં આળસ કરવું કે કંટાળવું નહિ. કામ કરવાથી કોઇ દિવસ વધારે મહેનત પડે કે એકનાએક કામથી તેપર અરુચિ થાય, તો પોતાના શ્રમિત મનને વિશ્રાન્તિ કે ગમત આપવાસારૂ ભરત ચિત્રાદિ કામ આરંભવાં. પછી પાછું મૂળ કામ હાથ ધરી તેની કઠિનતા કાઢી નાખી સહેલાઇથી નિયમસર કરવા માંડવું. કામ મુલતવી રાખવાથી સારૂં થતું નથી એટલુંજ નહિ પણ તેપર અભાવ ઉપજે છે, તથા અવસર વીત્યાથી પસ્તાવાનો પણ વખત આવે છે. માટે બનતાં સુધી આજનું કામ કાલપર ન રાખવું. દિવસે ઉંઘવાની ટેવ પાડવી નહિ. રાતના દશ વાગે સૂઈ પ્રભાતમાં સર્વથી પહેલાં ઉઠી દાતણપાણી તથા વાસિદું વગેરે કરી તથા નાહી ધોઇ સ્વચ્છ થઇ, થોડો વખત ઈશ્વરની આરાધના કરવી. સોના

ઉઠતા પહેલાં પોતાનું કેટલુંક કામ કરી લેવું. જેમ બને તેમ પોતાની વૃદ્ધ સાસુ પાસે ઓછું કામ કરાવવું. તેઓ પોતાનાપર વધારે પ્રેમ રાખે અને સદાય રાજીખુશી રહે તેમ વર્તવું.

ઘરનો ભરમ ઉઘાડો પડે એવી વાત કોઇને કહેવી નહિ. કુટુંબનાં માણસો સાથે તેમના ગુણ જોઇ તે પ્રમાણે આચરવું. અજાણ્યા માણસ સાથે કામ જેટલીજ વાત કરવી. પોતાની સ્તુતિ કે પરનિંદા કરવી નહિ અને જ્યાં પારકી નિંદા થતી હોય ત્યાં ઉભાં પણ રહેવું નહિ. કોઇની પણ નિંદા બોલાતી હોય તે સાંભળવામાં બહેરાં થવું. ગુપ્ત વાત પતિ સિવાય બીજા કોઇની સાથે કરવી નહિ. પોતાના મનનો વહેમ દૂર કરવાને હમેશ પતિની મદદ લેવી. પોતાને કદાપિ કાંઇ કષ્ટ પડે તો તે માબાપ, ભાઇભાંડુ તથા સખી વગેરેને કહેવા જોગ હોય તો તે બેલાશક કહેવું. પણ જે તેમને કહેવા યોગ્ય ન હોય તે પોતાના પ્રાણનાથ સિવાય બીજા કોઇને કહેવું નહિ. દયારામભાઇ કહે છે કે:—

"પરઘર જઇને દુ:ખ ના રોવું,કોઇ ન થાયે વિભાગીજી;
પાછળથી પરતાવો ઉપજે, ભાર જાય સહુ ભાગી.
શિક્ષા શાણાંને."

"પરઘરમાં અચાનક ન જાવું, વાત કરી નવ હસવુંજી;
ગુંજ કરતાં હોય બે જણાં ત્યાં, વણ તેડયાં નવ ધસવું.
શિક્ષા શાણાંને."

માબાપ ભાઇભાંડુ તથા સખી અને પતિની સલાહથી હરકોઇ પ્રકારનાં દુ:ખને દૂર કરવા જેમ બને તેમ પ્રયત્ન કરવો. પણ પોતાના દુ:ખની વેળાએ પતિ વગેરેને એટલાં સંતાપવાં નહિ કે તે ગુસ્સે થાય. તેમને હરકોઇ વાત

નમ્ર ભાવથી મર્યાદા સહિત જણાવવી. ઘણીક સ્ત્રીઓ કામકાજે બહાર ગયેલા પતિને ઘેર આવવાનો સમય થાય ત્યારે એવી આશા બાંધી બેસે છે કે આજે તે મારા સારૂ શું નવલ વિશેષ ચીજ લઇ આવશે? આવી આશામાં રાહ જોઇ બેઠેલી સ્ત્રી, પતિના આવ્યા પછી જો પોતાના મનસૂબામાં નાઉમેદ થાય છે તો તે મનમાં કચવાય છે. પણ સદ્ગુણી સ્ત્રીઓએ તો તેવા કેવળ સ્વાર્થી તર્કવિતર્ક નહિ દોડાવતાં શ્રમિત થયેલા સ્વામીને શાન્ત પાડવાસારૂ જળપાનાદિક સુખદાયી સામગ્રી હાજર કરવી. પછી તેની આગળ વ્યર્થ કુથલી કરવાનું માંડીવાળી વિનોદ વાર્તા ચલાવવી. એથી ઉભયનું ભલું થઈ મનકામના પણ પાર પડશે.

હમેશ પોતાનું શરીર પ્રફુલ્લિત, મોં હસતું અને મન પ્રેમાળ રાખવું. સર્વ પ્રસન્ન રહે એવાં નીતિ ભરેલાં કોમળ વચન બોલવાં. જે કામ અંગબળ અને પૈસા ખરચતાં થતું નથી તે માત્ર મુખની મધુરતાથી થાય છે તો તેમાં શાસારૂ કંજુસ થવું? કહ્યું છે કે वचने किं दारिद्रता। ભરથારનાં સગાંસંબંધી કે મિત્રને જોઇ રાજી થવું. સસરાજી, સાસુજી, કાકીજી, કાકાજી, મામાજી, માસાજી, ફુવાજી, જેઠ અને દીએર વગેરેની ઘટતી મર્યાદા રાખવી, તથા તેમની સાથે સભ્યતાથી વર્તવું. નણંદ, જેઠાણી અને દેરાણીપર સદ્ભાવ રાખવો. તેમની સાથે કોઇ વખત લઢાઇ કે કજીઓ કરવો નહિ, તેમજ ઊંચે સ્વરે બોલવું નહિ, કોઇ કામમાં હઠ કરવી નહિ અને નિસ્પ્રયોજન હાસ્ય પણ કરવું નહિ. પીઅર પનોતાં થવું નહિ. ભાણેજ અને ભત્રિજા વગેરેપર પુત્ર તુલ્ય હેત રાખવું. જેઓ આપણું ભલું ઇચ્છતાં હોય તેઓને હમેશાં ચહાતાં રહેવું. ભલી ભાર્યાઓએ કોઇની સાથે કપટ કે વેરભાવ રાખવો નહિ.

પતિ જે વખતે વખત વસ્ત્રાભૂષણ કરે તેમાંજ સંતોષ રાખવો; પણ ખરૂં તો સદ્ગુણનેજ ઘરેણું ગણી તે મેળવવાને ઉત્સુક રહેવું. વળી તે સદ્ગુણરૂપી ઘરેણું પોતાની પુત્રી, વહૂ આદિ સર્વે કુટુંબને પણ આપવા ઉદાર થવું. પોતાથી નાનાં અથવા મોટાંને બોલાવવાં હોય તો માનભેર બોલાવવાં. કોઇને પણ ઉત્તર આપતાં કે બોલાવતાં શબ્દને છેડે માન્યાર્થ "જી" કરી કહેવું. પતિને તો સ્મિત હાસ્ય વદનેજ ઉત્તર આપવો. ભણેલી ગણેલી, મર્યાદશીલ, સદ્વિચારી અને સદ્ગુણી સ્ત્રીઓની સોબત કરવી. ડાહી સ્ત્રીઓએ નવરાશની વેળાએ મૂર્ખ સ્ત્રીઓની પેઠે કોઇની કુથલી કરી મૂલ્યવાન્ સમય ફોગટ ગાળવો નહિ, પણ શુદ્ધ ભક્તિનાં, સુનીતિનાં અને નિર્મળ પ્રીતિ તથા ચતુરાઇનાં પુસ્તકો વાંચી જ્ઞાનગુણની વૃદ્ધિ કરતાં રહેવું.

ગૃહશિક્ષા વિષે યાજ્ઞવલ્કય ઋષિ પોતાની સ્મૃતિના પહેલા અધ્યાયમાં કહે છે કેઃ-

सयंतोपस्करा दक्षा हृष्टाव्यय पराङ्मुखी ।
कुर्याच्छ्वशुरयोः पाद वंदने भर्तृतत्परा ॥८३॥

**અર્થ**-સ્ત્રીએ ઘરના સંસારોપયોગી પદાર્થ સારી ગોઠવણથી રાખવા. ચતુર થવું, પ્રસન્ન રહેવું. નકામો ખરચ કરવો નહિ. સાસુ સસરાને પાયે પડવું અને સ્વામીની આજ્ઞામાં તત્પર રહેવું.

પુરુષ જેમ ધનની પ્રાપ્તિ કરવાસારૂ અવનવા ઉદ્યમ આદરે છે અથવા વધારે યત્ન કરે છે, તેમ સ્ત્રીઓએ કોઇ આપત્તિકાળે ઉપયોગી થઇ પડે તેવો મિતવ્યય અથવા સાદા શબ્દોમાં કહીએ તો કરકસર કરતાં, તેમજ ઘરગતુ ઉદર નિર્વાહ યોગ્ય નાના પ્રકારનાં કામ કરતાં શીખવું ઘરની જણસભાવ, વાસણકુસણ, લૂગડાંલત્તાં વ-

ગેરેની સંભાળ રાખવી. તેમજ તેનો હિસાબ પણ રાખવો. ઉપજ કરતાં અધિક ખરચ ન થાય તેની સંભાળ રાખવી. ઉપજનો રસ્તો એક અને ખરચના અનેક હોય છે માટે ઉડાઉપણે ખરચ કરવો નહિ. વ્યય વધાર્યા પછી ઘટાડવો કઠિન થઇ પડે છે માટે પ્રથમથીજ સમાસી સ્થિતિ પ્રમાણે ખરચ રાખવો. થોડી પેદાશ છતાં ખરચ વિશેષ કરવાની જરૂરજ હોય તો સંપત્ત્યુત્પાદક સાધન વધારવાં અથવા યોગ્ય કરકસર કરવી. ઘરની ચિંતા યુવાન સ્ત્રીઓને શિર છે, માટે કોઇપણ વસ્તુ બગડી નિરુપયોગી ન થાય તેની હમેશાં તજવીજ રાખવી. જે વસ્તુ ઘરમાં થઇ રહેવા આવી હોય તેની ખબર ઘરમાં જે વડીલ હોય તેને કે પોતાના પતિને આપવી. રસોઇ હમેશાં સ્વચ્છ વાસણમાં સ્વાદિષ્ઠ અને વેળાસર તૈયાર કરવી. રસોઇમાં ખટરસ કેમ વાપરવા તે જાણવાસારૂ *પાકશાસ્ત્રનો પણ અભ્યાસ કરવો. એથી ભોજનનો પ્રત્યેક પદાર્થ સ્વાદિષ્ઠ અને પુષ્ટિકારક બનાવતાં આવડશે. તાજું, સ્વચ્છ અને પચી શકે તેવું ભોજન જમવું. અકરાંતિયાં થવું નહિ પણ મિતાહારી રહેવું. અને જમ્યા પછી થોડીવાર-ઓછામાં ઓછાં સો પગલાં-ચાલવું. એથી શરીર આરોગ્ય રહેશે.

સ્ત્રીને ઘરનો કાર્યભાર ડહાપણથી ચલાવતાં જોઇ પતિ રાજી થાય છે. ઘરની બહાર પણ તેનાં વખાણ થતાં

---

*ચૂલો કેમ સળગાવવો? કંસાર, સીરા, ખીચડી અને દાળ તથા ભાતનેસારૂ આધરણ કેટલું મૂકવું? દાળમાં મીઠું, મરચું, હળદર અને ખટાસ વગેરે કેટલો મસાલો નાખવો? કંસાર તથા સીરામાં શા પ્રમાણે ગળપણ નાખવું અને લાડુ પૂરીમાં કેટલું મોવણ જોઇએ? એ વગેરે જ્ઞાન પાકશાસ્ત્રથી મળે છે માટે સ્ત્રીઓએ તે અવશ્ય શીખવું જોઈએ.

સાંભળી સ્વામીને સંતોષ ઉપજે છે. કુટુંબની બરદાસ્ત લેવામાં જે નારીઓ નિરંતર નિમગ્ન રહે છે; જે સુંદરીઓ સુંદર, પ્રેમાળ ને સદાચરણી હોય છે; જે શાણી સ્ત્રીઓ પોતાના સદ્વર્તનના દાખલાથી બાળકોનું વર્તન પણ સુધારે છે; જે માતાના અનુસારાથીજ છોકરાં તેને તાબે થઈ તેના પ્રત્યેક શબ્દને કાયદાના જેટલું માન આપે છે તેનેજ સુશીલ જાણવી. એવી નારીના નરને સુખી જાણવો અને જે બાળકને તેવી માતા મળી હોય તેને પણ પૂર્ણ ભાગ્યશાળી સમજવો. પ્રોટેસ્ટંટ ધર્મ ફેલાવનાર લુથર કહે છે કે "સુશીલ ને સદાચરણી સ્ત્રી મળવી એ ઈશ્વરે આપેલાં સર્વ સુખોમાંનું શ્રેષ્ઠ સુખ છે." વળી સુશીલ સ્ત્રીનું વર્ણન વિદ્વાન્ જેરીમીટેલર નીચે પ્રમાણે કરે છે:-

"એક સુશીલ રમણી તેના પતિને સૌથી છેલ્લી શ્રેષ્ઠ ઈશ્વરી બક્ષિસ છે-તેનો પાર્ષદ છે તથા તેની તરફથી અસંખ્ય દાનોની દાતા છે-અસંખ્ય સદ્ગુણો ભરેલું તેનું મણી છે-તેના અલંકારોનો ખજાનો છે;-તેનો સ્વર એક મધુર ગાયન જેવો છે-તેનું મૃદુ મૃદુ હાસ્ય, તેનો ચકચકિત દિવસ છે-તેનું ચુંબન તેના નિર્દોષપણાનો રક્ષક છે-તેના હસ્તકમળ, એ તેના નિર્ભયપણાનો કોટ છે-તેની આરોગ્યતાનો અમી છે તથા તેના જીવિતનો અમૃત રસ છે-તેનો ઉદ્યોગ એ તેની સાશ્વત સંપત્તિ છે-તેની કરકસર, એ તેનો અત્યંત પ્રમાણિક કાર્યભારી છે-તેના અધરોષ્ઠ તેના વિશ્વાસુ સચિવ છે-તેનું ઉર તેની જંજાળોનું કુમળું ઓસીકું છે-અને તેની પ્રાર્થના એ તેના ઉપર પ્રભુના આશીર્વાદ વરસાવનારો શક્તિમાન્ પ્રતિપાળક છે."

મનુસ્મૃતિના નવમા અધ્યાયમાં પણ કહ્યું છે કેઃ-

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥२६॥

**અર્થ**-પુરુષને પ્રજા ઉત્પન્ન કરી આપવામાં ભાગ્યશાળી, વસ્ત્રાલંકારે કરીને પૂજવા લાયક, તથા ઘરને શોભા આપનારી સ્ત્રીઓ લક્ષ્મી છે. ઘરમાં તેમની અને લક્ષ્મીની વચમાં કશો તફાવત રહેતો નથી.

उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥ २७ ॥

**અર્થ**-પ્રજા ઉત્પન્ન કરવી, ઉત્પન્ન થયા પછી તેમને ઉછેરી મોટી કરવી અને દરરોજ ઘરનાં કામકાજની તજવીજ રાખવી એ કામ ગૃહિણીનાં છે.

अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितृणामात्मनश्च ह ॥ २८ ॥

**અર્થ**-પ્રજા ઉત્પન્ન કરવી; ઘરમાં ધર્મકાર્યાદિ થાય તેમાં પૂરતી સહાયતા કરવી તથા તેની ચોકસી રાખવી; ઘરનાં માણસની સેવા ચાકરી કરવી; છોકરાંને લાડ લડાવવાં, અને પિતૃઓને તથા પોતાના ધણીને જે સ્વર્ગમાં સુખ મળે છે તે મેળવી આપવાની તજવીજ રાખવી, એ સર્વ કાર્ય સ્ત્રીથી થાય છે.

એકવાર જે બાળ-સુતા તે બીજી વાર યુવાવસ્થામાં વનિતા અને તેથી ચઢતી પંક્તિએ અર્થાત્ ત્રીજીવાર-ભવિષ્યમાં--માતા થાય છે, માટે એવી ભાગ્યશાળી માતાઓએ પોતાનાં બાળકને નાનપણમાં ઘર આગળજ ઈશ્વરભક્તિની, નીતિની અને વિદ્યાભ્યાસની થોડાથોડી કેળવણી આપવી. જે અબળાઓ ભક્તિમાન્, ગુણવાન્, બળવાન્, સુપાત્ર, શૂરા,

પરોપકારી અને દયાળુ બાળકોને જન્મ આપે છે, તેજ મરણ પછી મોક્ષ પામે છે. અને તેજ આ નાશવંત જગત્માં ઉત્તમ જશ પામી અજરામર રહે છે. વળી તેની સંતતી પણ પોતાના કુળવૃદ્ધોની મર્યાદા પાળી વડીલોનો મહિમા વધારે છે. આવાં સંતાનરત્ન ઉત્પન્ન કરનારી માતા પ્રત્યે કવિ કહે છે કેઃ-

## દુહો.

જનની જણ તો હરિભગત, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

"ભુંડણ સો બચ્ચાંને જન્મ આપે છે, અને સિંહણ એક બચ્ચાને જન્મ આપે છે; તથાપિ ભુંડણનાં સો બચ્ચાંનું કુટુંબ સિંહણના એક બચ્ચાની બરોબરી કરી શકતું નથી.' આ એક તેની વંશવૃદ્ધિની સરખામણી છે. પરન્તુ તે પરથી જાણવાનું એ છે કે ભુંડણ જેવી ભૂમંડળને ભારરૂપ ભારજાઓ અને તેવાજ શઠ પુરુષો પોતાનો વંશવિસ્તાર વધારવાની, પૈસા વધારવાની અને અનેક સુખવૈભવની જેટલી લલુતા રાખે છે, તેટલી અથવા તેથી કંઇ થોડી પણ તેઓ પોતાનાં બાળકોને ભણાવી ગણાવી સ્વતંત્ર, શૂરા, દેશભક્ત, દયાળુ અને સદ્ગુણી કરવાને કાળજી રાખતાં નથી, એ અતિ દુઃખદાયક છે. वरमेको गुणी पुत्रो न च मूर्ख शतैरपि । એટલે એક પણ સદ્ગુણી પુત્ર હોય તો સારૂં, પણ સો મૂર્ખ પુત્રો હોય તો તે શા કામના? હિતોપદેશમાં કહ્યું છે કેઃ—

माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥

**અર્થ**—જે માબાપ પોતાનાં બાળકને ભણાવતાં નથી તે તેનાં શત્રુ છે; કેમકે જેવી રીતે હંસના ટોળામાં બગલો શોભતો નથી તેવી રીતે વિદ્વાનોની સભામાં તે અભણ માન પામતો નથી.

નાનાં છોકરાંને પરણાવી સંસારની મોહજાળમાં ફસાવવાં નહિ. તેમને યોગ્ય ઉમ્મરે લાયક જોડાં મેળવી પરણાવવાને કાળજી રાખવી. છોકરા કરતાં કન્યા જેમ ઉમ્મરમાં ચારપાંચ વર્ષ નાની અને સુલક્ષણી તથા જાતે નિરોગી જોઇએ; તેમજ કન્યાથી વર પણ ચારપાંચ વર્ષ મોટો તથા ભણેલોગણેલો, ગુણીઅલ અને રોગરહિત જોવો જોઇએ. જેમ બને તેમ પરસ્પરના ગુણાચરણ અનુકૂળ જોઈ સંબંધ બાંધવો. છોકરા છોકરીઓને બાળપણમાં કે અજ્ઞાનપણામાં પરણાવવાં નહિ. કવિ દલપતરામે કહ્યું છે કેઃ—

"વૈદરભી વનમાં વલવલે"; એ રાગ.

બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઇને, વડું ઉપજે વિઘન. બાળ. ૧
જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઈ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઈ. બાળ. ૨
જો કદી જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ;
આખી ઉમરમાં એહને, દીસે દુઃખનો દેખાવ. બાળ. ૩
અણ બનતીતણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, ગાળો ખાય છે ગોર. બાળ. ૪
સમજણ કાચી શિશુપણે, નહિ મનસ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વયનો કરાર. બાળ. ૫
અગ્નિરૂપે ઈશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન;
શું સમજે શિશુ બાપડાં, જેને જરીએ ન જ્ઞાન. બાળ. ૬

માબાપની મુરખાઇનો, એ તો છે આડો આંક;
વાંકું થએ પછી વેવલાં, કાઢે કર્મનો વાંક. બાળ. ૭

લહાવો લેવાની લાલચે, કંઇક લાજને કાજ;
આંખો મિચીને ઊંડે કૂવે, પડે કરી પતરાજ. બાળ. ૮

પાછળ શું પસ્તાઈએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ. બાળ. ૯

સંકટ દેખી સુતાતણું, કરે બાપ વિલાપ;
માતા મુખે મહાદુઃખના, શબ્દ ઉચ્ચારે આપ. બાળ. ૧૦
( દલપત કાવ્ય. )

બાળલગ્નથી અનેક અનર્થ થાય છે અને તે હાલમાં કેટલીક જ્ઞાતિમાં ઝોળીમાંથી ઝડપી પાંચસાત વર્ષના બાળકનાં ઢીંગલા ઢીંગલીની પેઠે થતાં લગ્નથી આપણે અનુભવીએ છીએ. માટે છેક નાની ઉમ્મરમાં છોકરાંનાં લગ્ન કરવાં નહિ. આથી ઘણા જીજ્ઞાસુ જનો સવાલ કરશેકે ત્યારે કેટલી ઉમ્મરે લગ્ન કરવાં ? એ વિષે સ્મૃતિકારો અને વિદ્વાનોમાં પણ બહુ મતભેદ ચાલે છે. તથાપિ દેશકાળ, રૂઢિ અથવા લોકવ્યવહારપર વિચાર કરવાથી એવું સિદ્ધ થાય છે કે, છોકરીનાં અગીઆર વર્ષ અને છોકરાનાં સોળ વર્ષ પછી લગ્ન કરવાં જોઇએ. પરન્તુ સાંસારિક અનેક અડચણોને લીધે તથા ભવિષ્યનાં અનેક કારણોને લીધે એ ઉમ્મરની વચમાં કોઇ પણ વખતે વેવિશાળ કરી રાખી કાચો સંબંધ બાંધવામાં વિશેષ વાંધો જણાતો નથી. હિંદુની ઘણીક ન્યાતોમાં વેવિશાળ કર્યાં છતાં, લગ્ન કર્યાંની પૂર્વે તેમાં ફેરબદલ કરી શકાય છે. એવી ન્યાતોમાં લગ્નકાળે વર કે કન્યામાંથી જે અયોગ્ય જણાય છે તેનું વેવિશાળ ફોક કરી ફરીથી અન્ય વર કે કન્યા સાથે સંબંધ જોડી શકાય છે. માટે જો તેઓ પુત્રપુત્રીના હિત

સારૂ નાની વયમાં લગ્ન નહિ કરતાં માત્ર સગાઇ કરી રાખશે તો તેમાં સમજુ જનો કાંઈ ખોટું કહેશે નહિ. કેટલીક એવી પણ ન્યાતો છે કે જેમાં સગાઇ કર્યા પછી કાંઇ ફેરબદલ થઇ શકતું નથી. જ્યારે વરકન્યામાંથી લગ્નપૂર્વે એકનો કાળ થાય છે ત્યારેજ ફરીથી સગાઇ કરી નવો સંબંધ જોડી શકાય છે. બાકી તો વેવિશાળ અને લગ્નનો કોલ ઘણે અંશે મળતો ગણાય છે. જે ન્યાતોમાં એવો ચાલ હોય તે લોકોએ તો સગાઇ મેળવતાં પણ લગ્નના જેટલોજ વિચાર કરવો જોઇએ છીએ. અર્થાત્ તેમણે તો ન ચાલે એવુંજ હોય તો કન્યાનો સાતઆઠ વર્ષ પછી અને વરનો દશબાર વર્ષ પછી સગાઇ સંબંધ બાંધવો એ કંઇક સારૂં છે. આપણા દેશની ઋતુ તથા આધુનિક લોકોની મનોવૃત્તિ પ્રમાણે કન્યાને તેર વર્ષે પતિની ઇચ્છા થાય છે, તેમજ છોકરાને અઢાર વર્ષે સ્ત્રીની ઇચ્છા થાય છે. માટે એ ઉમ્મર પછી તો તેમને લગ્નની આવશ્યકતા છે. અનુભવી અને વિદ્વાન્ હરબર્ટ સ્પેન્સર સાહેબનું પણ આપણા દેશને માટે એવુંજ મત છે.

સ્ત્રીપુરુષ પોતાની મેળે પરસ્પર પાણિગ્રહણ કરનારને પસંદ કરવા યોગ્ય બન્યાં હોય તો તેમની ઇચ્છાની આડે નહિ આવતાં, તેમને અનુમોદન આપી પોતે પણ એવાં લગ્નમાં ઉત્સાહભેર ભાગ લેવો. અસલવારે પણ યોગ્ય ઉમ્મરની અને સમજણી કન્યા માબાપની સંમતિથી ઇચ્છાવર વરતી હતી. તે સમયના સ્વયંવર ઉપરથી જોડાયેલાં વિવાહનાં ગીત આજે પણ બૈરાં ગાય છે.

"આણી તીરે ગંગારે, પેલી તીરે જમુનારે,
વચમાં સરસ્વતી નદી વહે છે;
સોનાનુ બેડું રે, રૂપા ઉઢાણીરે,
સીતાવેલ આણીડાં સંચર્યાં.

રેશમની દોરીરે, ઘડુલો ન ડુબેરે,
કુવાને કાંઠે ઉભાં રહ્યાં;
સોનાની ગેડીરે, રૂપા દડુલોરે,
રામચંદ્ર રમવાને નીસર્યો. ૨

કોણ રાયની બેટીરે, કોણ તારૂં નામરે,
કેઈરે નગરીની ગરાસણી;
જનકની બેટીરે, સીતાવેલ નામરે,
હજીએ છું બાળકુંવારી. ૩

કોણ રાયનો બેટોરે, કોણ તારૂં નામરે,
કેઇરે નગરીનો ગરાસીઓ;
દશરથનો બેટોરે, રામચંદ્ર નામરે,
અયોધ્યા નગરીનો ગરાસીઓ. ૪

પાનનાં બીડાંરે, સાત સોપારીરે,
લગ્ન નિરધારી, વહેલા આવજો." ૫

સારા ગણાતા કુટુંબમાં કોઇ માણસ કાંઈ કામે કે મળવાને આવ્યા હોય, ત્યારે ઘરમાં તેમને સન્માન આપવા યોગ્ય કોઇ પુરુષ હાજર ન હોય, તો ગૃહેશ્વરી ઉભી થઈ તેને માનથી બોલાવી બેસવાને યોગ્ય આસન આપે છે. એ આસનપર તેના બેઠા પછી પોતે થોડે દૂર બીજા આસનપર સલજ્જ બેસી સભ્યતાથી આગમન કારણ પૂછે છે. જો તે થોડો વખતજ બેસવાના હોય તો પાણી તથા પાનસોપારીથી તેમનો સત્કાર કરે છે. પરન્તુ તે ઘણે દૂરથી આવ્યા હોય અને જમવા અથવા વાળુ કરવા સુધી થોભવાના હોય, તો તેમની ઘટારત પ્રમાણે આગતાસ્વાગતા કરે છે. આ કેવો વિવેક અને સારા ગણાતા કુટુંબની શોભા તથા બલિહારી! આવી ગૃહિણીને ત્યાં લક્ષ્મી તથા સરસ્વતી સદોદિત વાસ કરી રહે એમાં શું આશ્ચર્ય? પણ એક અજ્ઞાની કુટુંબમાં એ કરતાં સર્વ ઉલટુંજ જોવામાં આવશે.

પ્રથમ તો મળવા આવેલા ગૃહસ્થ કાંઇ પૂછશે તો તેને કોઇ કાંઇ ઉત્તરજ આપશે નહિ. વળી ઘરધણીઆણી તો તેને દેખી હાથમાંનું કામ મૂકી દઇ સવાગજનો ઘૂમટો તાણી મોં સંતાડશે, મૂગી રહેશે અને નીચું ઘાલી ભોંય ખોતરશે, કે વખતે કોઇ ખૂણામાં પણ ભરાઇ જશે ! જાણે પરમેશ્વરે તેના મોંનો ચહેરો કદરૂપ બનાવ્યો હોય તેમ અન્ય જનને ઝાંખી કરાવતાં પણ લજવાય છે! જાણે કે પરમાત્માએ તેને જન્મ મૂગી રાખી હોયની તેમ કોઇ સાથે બોલતાં બીહે છે! જાણે કે જગત્કર્ત્તાએ જ્ઞાનચક્ષુ નહિ આપતાં ઓર તેનાં લૌકિકચક્ષુ પણ ખુંચી લીધાં હોયની! આવી મૂર્ખ સ્ત્રીને ત્યાં લક્ષ્મી તથા વિદ્યાનો હમેશ વિરોધ કેમ ન હોય? તે તેનાપર પ્રસન્ન પણ કેમ થાય?

છોકરાં સદાચરણી અને સુખી થાય એવો બોધ સદૈવ માબાપે તેમને આપતાં રહેવું. માણસની હાલત હમેશાં એકસરખી રહેતી નથી. આજે ધનવાન્ તો કાલે નિર્ધન, આજે સ્વતંત્ર તો કાલે પરતંત્ર, આજે સુખી તો કાલે દુઃખી, જુવાની પછી ઘડપણ અને દહાડા પછી રાત તથા રાત પછી દહાડો એમ ઘટમાળની પેઠે ઘરસંસારની સ્થિતિ પણ બદલાયાં કરે છે. માટે સારા સમયમાં અભિમાન ન રાખતાં દુઃખી અને અનાથ જનને મદદ કરી સત્કીર્તિ મેળવવી. ભવિષ્યનો કાંઇ ભરુસો નથી અને ગયા વખતનો શોક કરવો તે નકામો છે, કેમકે તે વહી ગયેલો રૂડો પ્રસંગ ફરી મળતો નથી. આટલાસારૂ વર્ત્તમાન કાળનુંજ ધ્યાન ધરી તેમાં, ધર્મસંબંધી, નીતિ સંબંધી તેમજ સંસાર સંબંધી ઉત્તમ પ્રકારનું જ્ઞાન સંપાદન કરી પોતાનાં આચરણ સુધારી લેવાં. એજ ન્યાયે વર્તી પ્રાચીન સ્ત્રી પુરુષો પોતાની અનુપમ કીર્તિ મૂકી ગયાં છે. જાનકી, ગૌરી, રૂકમણી, સાવિત્રી, કુન્તિ, દમ-

યંતી, તારા, દ્રૌપદી, ગાંધારી, મંદોદરી, સતરૂપા, અહલ્યા, કૌશલ્યા, દેવકી, અનસૂયા અને મૂર્ત્તિદેતી એ સોળ સતી સુંદરીઓ મહા આપત્તિકાળે પણ શિયળવ્રત જાળવી અજરામર થઈ છે. માટે તેમનાં પવિત્ર ચરિત્ર વાંચી-વિચારી તે પ્રમાણે આચરવાની વેળા તે આ યુવાવસ્થાજ છે.

## વૃદ્ધાવસ્થાના ધર્મ.

पुष्प प्रसवयोः प्रायोऽपाये वृद्धास्त्रियो मताः ।
चत्वारिंशादूर्ध्वमब्दा जनानामायुषो व्ययात् ॥ १ ॥
सुतास्नुषादि सच्छिक्षा वीक्षा धन गृहादिषु ।
रक्षा वंशे देवभक्तिदीक्षा भिक्षादि पूरणम् ॥ २ ॥

(ગટ્ટુલાલજી.)

**અર્થ**-વર્ત્તમાનકાળમાં માણસોનું આયુષ્ય ઓછું હોવાથી રજોદર્શન અને પ્રજોત્પત્તિનો અપાય થાય છે ત્યારે, એટલે ઘણું કરીને (૪૦) ચાળીસ વર્ષની ઉપરની ઉમ્મરની સ્ત્રીઓ વૃદ્ધ ગણાવા લાગે છે.

વહૂ દીકરી વગેરેને સારી શિક્ષા આપવી, દ્રવ્ય ઘર વગેરે ઉપર સારી દેખરેખ રાખવી, વંશની રક્ષા કરવી, દેવ ભક્તિની દીક્ષા એટલે અચળ નિયમોનું પાલન કરવું અને અતિથિ વગેરેનો સત્કાર કરવો એ વૃદ્ધાવસ્થાની સ્ત્રીઓનો ધર્મ છે.

કુશળતાથી ઘરનો કાર્યભાર ચલાવી વયોવૃદ્ધ થયેલી મહાદેવીઓએ હવે બાકીનો કાળ સદ્ધર્માચરણમાં ગાળવો. જયેષ્ઠ પુત્ર અને મોટી વહૂને વધારે અને નાનાં ને નાનાં

પ્રમાણે; એમ ઘટતું માન આપવું. છોકરાને વિદ્યાભ્યાસ કરાવવો અને યોગ્ય ઉમ્મરે પરણાવી સંસારોપયોગી શિક્ષણ વારંવાર આપતાં રહેવું. પીઅર કરતાં સાસરીઆંનો સંબંધ કેટલો વધારે અને જુદા પ્રકારનો છે, તથા દીકરીએ સાસરીમાં સાસુજી, કાકીજી, માસીજી, મામીજી, ફોઈજી, નણંદ, દેરાણી, જેઠાણી વગેરે સાથે કેમ વર્ત્તવું તે માતાએ સમજાવવું; તેમજ વહૂને પણ પોતાનાં સગાં વહાલાંથી સાસુએ જાણીતી કરવી. આપણા લોકોમાં વાર તહેવારે અને સારા માઠા અવસરે સગાંસંબંધીને ત્યાં જવા આવવાની, કરકરીઆવર કરવાની અને આપલે કરવાની જે રીતિ છે તે સમજાવવી. જે કામમાં તમારી સલાહ લે તે કામમાં તેમને ઘટતી મદદ કે સલાહ આપતાં રહેવું. હરેક કામ મોટા છોકરા તથા વડીલ વહૂની સલાહથી કરવું. દીકરી અને વહૂનાપર સમદૃષ્ટિ રાખી અનુક્રમે ઘરનું કામકાજ શીખવવું. પોતે વહાણામાં ઉઠી જે કાંઈ કામકાજ કરવાનાં હોય તેપર થોડીવાર વિચાર કરવો. પછી ઘર મધ્યેના પ્રત્યેક જણને પોતપોતાને લાયકનું કામ સોંપી આપવું. હર ઘડી તેમની ખબર અંતર લેતાં રહેવું. સંસારની મુશ્કેલીઓ કેમ દૂર કરવી, તે તેમને પોતાના પરિપક્વપણાથી શીખવવું. કોઇ પણ વિકટ કામમાં ઉતાવળ કરાવવી નહિ, પણ પ્રમાદી અને આળસુ થઇ કામો મુલતવી રાખવાની ટેવ હોય તો તે તજાવવી. બુદ્ધિમાન્ અને સમૃદ્ધિવાળાં મનુષ્ય પણ આળસ્યરૂપી મહાશત્રુથી પાયમાલ થાય છે. કહ્યું છે કે,

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः

"ઉતાવળા સો બાવરા અને ધીરા સો ગંભીર." હર કોઇ કામ ધીરજ અને ગંભીરપણે કર્યાથી સારૂં થાય છે. માટે તેઓ વધારે ગંભીર રહે તેમ કરવું. કોઈ પણ કામ

વહૂ કે દીકરીને ન આવડે તો ઠપકો દેતાં પહેલાં, તેઓ ઉમંગથી અને સહેલાઈથી તે સારી રીતે કરી શકે તેવા ઉપાય બતાવવા. પ્રત્યેક કામની મુશ્કેલી દૂર કરી આપવા કરતાં તેને તેઓ પોતાની મેળે કેમ દૂર કરી શકે તેની સમજણ પાડવી.

પોતાને ઘેર જે કોઇ આવે તેનો અને વહેવાઇ વહેવાણ વગેરે સગાં સંબંધીનો સારી વાણી, પાણી અને આસનથી સત્કાર કરવો. અતિથિને જમાડવો ઘટે તો જમાડવો નહિ તો તેને જે જોઈએ તે આપી શકાય એવું હોય તો યથાશક્તિ આપી તેને પણ સંતોષવો.

ઓખાબાઇ જ્યારે સાસરે જવા નિકળ્યાં ત્યારે તેની માતા પાર્વતીજીએ, તેને જે શીખામણ દીધી છે તે હાલની સ્ત્રીઓએ હૈડે રાખવા યોગ્ય છે એટલુંજ નહિ, પણ તેનેજ અનુસરતી શીખામણ સાસરે જતી સુતાને આધુનિક કાળની માતાઓએ પણ આપવી.

## રાગ બાભાસની.

"શિક્ષા દઉં તને દીકરી, મ્હારી તારી લાજ વધારજે;
જો પ્રીતે પીયુ આજ્ઞા આપે, તો પિયરભણી પધારજે.
ઉગ્રસેન હળધર પદ્યુમન, વાસુદેવ ત્રીભુવન ધણી;
સ્વસુર પક્ષમાં સર્વ કુટુંબની, સેવા ભક્તિ કરજે ઘણી.
રૂકમણી જાંબુવતી ને રેવતી, સત્યભામા જે સુંદરી;
જક્ષકરમા કાળી વૃંદા, અષ્ટ પટરાણી ખરી.
રતી રંભાવતી દેવકી, માયાવતી સતી રેવતી;
રખે દીકરી આળસ કરતી, તું ચરણ તેના સેવતી.
રૂડી ભુંડી વાત સાંભળી હોય, કોઇ આગળ નવ ચેહેરીએ;
ઉઘાડા કેશ ન મૂકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પહેરીએ.
કામ ઘરનાં બતાવ્યાં કરીએ, ન કરીએ કાંઇ અરૂંપરૂં;
પૂછ્યા પૂઠે સૂક્ષ્મ સાદે, બોલીએ જઇને ખરૂં.

પાત્ર પગે નવ ઠેલીએ, ક્ષમા રાખીએ બહુ ઉદરે;
આઘું ઓઢી ચાલીએ, રાખીએ દૃષ્ટિ ભૂમિપરે.
સંતાપ સાસરે ન કીજીએ, પીઅરને ન વખાણીએ;
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવીએ.
દાસી માણસનો સંગ ન કીજે,નીચને મળે માઠું સહી;
સાસુ રીસ કરે ઘણી, પણ સામો બોલ કહિયે નહીં.
સાસુ નણંદ ને જેઠાણીની, સેવા ભક્તિ કરજે ઘણી;
પરઘેર નિત્ય જઈએ નહીં,ગયે હલકાઈ થાએ આપણી.
મ્હોટે સ્વરે હસીએ નહીં, કોઇ સામે તાળી નવ દીજીએ;
ઉભાં રહી ઉઘાડે માથે, પુત્રી પાણી નવ પીજીએ.
ભરથાર પેહેલાં જમીએ નહિ,બાઈ ઉચ્છિષ્ઠ જમીએ નાથનું;
તુંકારીએ નહીં સેવક આદે, મન રાખીએ સર્વે સાથનું.
માતપિતા ને ભ્રાત ભગની,પીઅર સુખ ન સંભારીએ;
આવો બેસો જીજી કરીને, કુળની લાજ વધારીએ.
સહુને ગમતું બોલીએ, બાઇ અહંકાર કરીએ નહીં;
હસતું વદન નિત્ય રાખીએ,સુખદુઃખ સમાન ગણીએ સહી.
દિવસે ન સૂઈએ દીકરી, બહેન વચન પીયુનું પાળીએ;
સાસુજી જ્યારે સાદ કરે, ત્યારે જીજી કરી ઉત્તર આલીએ.
સ્વસુર જેઠાણીની લાજ કીજે, ન બોલીએ ઊંચે સ્વરે;
એમ ઘણી શિક્ષા દઇ માતા, પુત્રીને વીદાય કરે."

(ઓખાહરણ.)

ઘરની શોભા અને માન વધે તેમ પોતે વર્તી અન્યને વર્તતાં શીખવવું. ટુંકામાં ઉત્તરાધિકારી માતાઓને દૃષ્ટાંતરૂપ થઈ પડવા જેવી રીતે વર્તવું એજ માતુશ્રીનો પરમ ધર્મ છે. કેળવણીના અભાવે કેટલીક અજ્ઞાન માતાઓની પેઠે વહેમનો વાસ કદી હૃદયભવનમાં કરવો નહિ, પણ વિદ્યાબળથી વહેમનો કોટ તોડી પાડવો. સંસારરૂપી મહાસાગરમાં વહેમરૂપી ખડકો બહુ ખરાબી કરે છે માટે બાળકોને તેથી સાવધ રાખવાનું કે સંભાળવાનું કામ વૃદ્ધ

માતાઓનું છે. વહૂ દીકરીઓ વ્યવહારરૂપી વહાણની યોગ્ય સુકાની થાય એવા ઉપાયો યોજવા. વહૂ જ્યારે પોતાના ઘરનું સર્વ કામકાજ ઉપાડી લેવા યોગ્ય થાય ત્યારે સાસુએ પોતાથી નાનાંને સદુપદેશ દેવામાં અને પોતે ભગવદ્ ભક્તિ કરવામાં પૂરો વખત ગાળવો. વૃદ્ધ, અનુભવી અને વિદ્યાનુરાગી સ્ત્રીઓએ મહોલ્લાની તથા નાતજાતની પોતાથી નાની મોટી સર્વ સ્ત્રીને બપોર પછી અનુકૂળ સમયે, પાતિવ્રત્યપ્રભાવદર્શક, મનોવૃત્તિને શાન્તિદાયક તથા સુબુદ્ધિવર્ધક, ભારત, રામાયણ, ગીતા, ભાગવત્ આદિ ઉત્તમ ગ્રંથો વાંચી સંભળાવી સ્વામી સેવામાં તત્પર એવાં સીતા, દ્રૌપદી, મંદોદરી અને સાવિત્રી વગેરે સતી સ્ત્રીઓનાં ચરિતની છાપ તેમના હૃદયમાં પાડવી. ભકિતપ્રભાવે પોતાનું તથા પરિવારનું શ્રેય ચહાવું એજ વૃદ્ધ માતાનો ધર્મ અને તેના જીવનની પણ સાર્થકતા છે. વિદુર વદે છે કેઃ–

दिवसे नैव तत्कार्यं येन रात्रौ सुखं वसेत् ॥
पूर्वे वयसि तत्कुर्याद् येन वृद्धः सुखं वसेत् ॥
यावज्जीवेन तत्कुर्याद् येनाऽमुत्र सुखं वसेत् ॥

**અર્થ**–દિવસે એવું કામ કરવું કે જેથી રાત્રે સુખથી સુવાય; પૂર્વાવસ્થામાં તેવું કરવું કે જેથી ઉત્તરાવસ્થાએ સુખમાં દિવસ ગળાય, અને જીવતા સુધી એવું કરવું કે જેથી દેહ પડ્યા પછી પણ સુખે વસાય.



# વિદ્યાભ્યાસ.

થાય કેળવેથી કણુક, વિવિધ જાત પકવાન્ન;
કાન્તા કેળવતાં બને, ઈચ્છિત ગુણનું સ્થાન.

મનુષ્ય અને પશુ પક્ષી આદિ સર્વ પ્રાણીઓમાં આહાર, નિદ્રા અને ભય વગેરે સરખાં છે, પણ અત્યંત ઉપયેગી તર્કશક્તિ અથવા બુદ્ધિબળ તો માત્ર મનુષ્યમાંજ છે. બુદ્ધિની બક્ષિસથી મનુષ્યપ્રાણી, તેમાં પણ કેળવાયેલા લોકો સર્વોત્કૃષ્ટ સુખો અનુભવે છે. સર્વ શક્તિમાન્ પરમેશ્વરે આપેલી વિચાર શક્તિને જે વિદ્યાભ્યાસથી કેળવી વધારે છે, તેનેજ ખરાં મનુષ્ય જાણવાં. પણ જેઓ વિદ્યાભ્યાસ કરીને પોતાની વિચાર શક્તિને ખીલવી જ્ઞાન મેળવતાં નથી તેઓ પશુ તુલ્ય છે. જેઓ વિદ્યાભ્યાસને વધારે ખેડેછે તેઓ તેનો વધારે સારો પાક પ્રાપ્ત કરીને સુખી થાય છે. માટે સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ કરી ઉત્તમ ગુણો મેળવવા જોઇએ. ભૂગોળ, ઇતિહાસ અને ગણિત વગેરેના શિક્ષણ કરતાં, પ્રેમાળ અને બુદ્ધિશાળી બને એવાં શિક્ષણની સ્ત્રીઓને બહુધા આવશ્યકતા છે. કોમળાંગી કુમારિકાને સ્વાભાવિક રીતે પ્રેમ પ્રાપ્ત થાય છે. તેઓ ઘરસંસારના નકશારૂપ ઢીંગલાઢીંગલીની રમતથી પ્રેમવિદ્યાનો કાંઇક આભાસ દેખાડે છે. વયના વધારા સાથે તેમની સ્નેહવૃત્તિ, પ્રતિમારૂપી સંતાનનું લાલનપાલન કરવાથી તૃપ્ત થતી નથી; માટે તેઓ પોતાથી નાનાં ભાઈબહેનને કે પાડપડોસીનાં બાળકને રમાડી આનંદ પામે છે. આ વખતથી તેને પ્રેમવિદ્યાનો અલ્પ પણ નિર્દોષ સંસ્કાર માતાપિતાને ઘેરથી થવા માંડે છે. સર્વની પ્રીતિ કેમ મેળવવી, છોકરાં છૈયાંનું જતન કેમ કરવું, તેમને કેમ ઉછેરવાં,

તેમનું પોષણ કેમ કરવું,છોકરાને સારી કેળવણી આપી ભવિષ્યના મહાન્ પુરુષ કેમ બનાવવા અને દીકરીને તેના બરની કેળવણી આપી ભવિષ્યની સદ્‌ગુણી માતા કેમ તૈયાર કરવી તથા ઘરવ્યવહાર સારી રીતે કેમ ચલાવવો, એ સર્વ કામનો મોટો ભાર કરુણામય પરમેશ્વરે સ્ત્રીઓનાપર મૂકયો છે. માટે સ્ત્રીઓએ તેમાં ફતેહભરી રીતે પાર પડવાને પ્રથમ તેના સંબંધના સર્વ વિષયનો પણ સારો અભ્યાસ કરવો.

સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવાનો હેતુ, ચોપડીઓ વંચાવી, હિસાબ ગણાવી કે કાગળપત્ર લખાવી બેસાડી મૂકવાનો કિંવા રળવા મોકલવાનો નથી; પણ તેણે ઘરનો વ્યવહાર કેમ ચલાવવો, સંબંધીઓ પ્રત્યે પોતાનો શો ધર્મ છે, ચઢતી પડતીના વખતમાં કેમ વર્ત્તવું, ઉપજના પ્રમાણમાં ઘરનો ખરચ કેમ નિભાવવો, પોતાનો ખરો સણગાર તે કયો, લાજમરજાદ તે શું? તે કેમ રાખી શકાય અને દુર્ગુણ તજી સદ્‌ગુણી કેમ થવાય, તેનું જ્ઞાન તથા સાધન સંપાદન કરાવવાનો છે. જે માતાઓએ સારી કેળવણી મેળવી હોય છે, તેની પ્રજા પરાક્રમી નિવડે છે. આપણા ગુર્જર દેશની મહારાણી રૂપસુંદરી, મીનળદેવી અને કૌળાદેવી વગેરે સરસ્વતીની ભક્તિ કરનારી તથા તેનીજ સહચરીઓ હતી; માટે તેમના પુત્રો પણ તેવાજ પ્રતાપી, વિદ્વાન્ અને રાજકાજમાં કુશળ નિવડ્યા હતા. આમ વિદ્યા વિભૂતિનો સાક્ષાત્કાર થયા છતાં કેટલાંક અજ્ઞાન અને અણઘડ જનો કહે છે કે, સ્ત્રીઓને ભણીને શું કરવું છે? તેઓને કયાં કમાવવા જવું છે કે તેમને વિદ્યાભ્યાસ કરાવીએ? પણ એમ બોલનાર ભણવું શાસારૂ છે એ બિલકુલ સમજતાં નથી. **સીતા, સાવિત્રી, રૂકમણી, દ્રૌપદી, દમયંતી** આદિ સતી શિરોમણીઓએ સરસ્વતી દેવીના અધ્યયનથી

કેવા લાભો અનુભવ્યા હતા ? એજ પ્રમાણે જો આપણી હાલની સ્ત્રીઓ પણ વિદ્યાભ્યાસ કરે તો તેઓ પણ પોતાનું હરેક કામ સારી રીતે કરી શકે એ નિ:સંશય છે.

સૃષ્ટાએ સૃષ્ટિમાં સ્ત્રીપુરુષનું જોડું ઉત્પન્ન કર્યું છે. તેણે જન્મ લઇને કાંઈ પણ કાર્ય કરવાનાં છે. પશુ પક્ષીને પરમેશ્વરે વિચાર શકિત આપી નથી તેથી તે વગર વિચારે નિજ કામ કરે છે; પણ સ્ત્રીઓ પશુ નથી, તે માણસ છે, અને માણસ માત્રને તર્કશકિત તથા બુદ્ધિબળ આપ્યું છે, એટલામાટે જો સ્ત્રીઓ વગર વિચારે કે બુદ્ધિનો ઉપયોગ કર્યા વગર કામ કરે, તો તે પશુ તુલ્ય ગણાય અને તેમની સર્વ ઇચ્છા પણ ધૂળ મળે. સ્ત્રી પુરુષે એકજ જાતનું અને એકજ કાર્ય કરવાનું નથી. પુરુષનું મુખ્ય કામ યોગ–જોઇતા પદાર્થ મેળવવાનું–અને સ્ત્રીનું–ક્ષેમ–તેની સંભાળ રાખવાનું. યોગ કાંઈ પણ ભણ્યા વગર સારો થઇ શકતો નથી તેમ ઘરવ્યવસ્થા પણ ભણ્યાગણ્યા વગર સારી રાખી શકાતી નથી. પ્રત્યેક મનુષ્યને પોતાના કામકાજમાં પ્રવીણ થઇ સુખ પામવાની અભિલાષા હોવાથી વિદ્યાભ્યાસની જરૂર છે. પુરુષ જેમ બુદ્ધિબળ કે વિદ્યાભ્યાસ વગર, ધંધો રોજગાર સારી રીતે કરી શકતો નથી; તેમ સ્ત્રી પણ જ્ઞાનસાધન વગર ગૃહકૃત્યમાં પાર પડી શકતી નથી. ઘર તો સ્ત્રીનુંજ કહેવાય છે; गृहिणी गृहमुच्यते. પુરુષનું તો તે માત્ર વિશ્રામાલય છે. સંસારસાગરમાં પણ તે પોતાના પતિના વહાણની યોગ્ય સુકાની કહેવાય છે. આમ ઘરનો સઘળો આધાર સ્ત્રી ઉપર છે અને તે સ્ત્રી જ્યારે ઘરનો સર્વ વ્યવહાર વગર અક્કલે અને વગર વિચારે ચલાવતી હોય ત્યારે તે સારી રીતે નહિ ચાલવાથી, તેઓ સુખ કેમ પામે? વા-

રતવિક સુખ તો સ્ત્રીના સદાચારથી તથા અનુભવથી અને ભણીને સારાસાર સમજવાથીજ મળે છે. પશુ પક્ષી સરખાંને પણ આજ્ઞાપાળક અને કલ્યાગરાં કરવાસારૂ મદારી કે ગારુડી લોકો કેળવે છે, તો તે, તે પ્રમાણે વર્તીને પોતાના ધણીને ઉપયોગી થઈ પડવાની સાથે, તમાસગીરોને પણ જ્યારે તે રીઝવે છે; ત્યારે સ્ત્રીઓને કેળવવાથી તેઓ ધણીને અને સકળ સંસારને ઉપયોગી થઇપડી સર્વને આનંદ દેનાર પણ કાં ન થઇ શકે? સર્વમાન્ય કેળવણીનું મહાત્મ્ય આ આખા વિશ્વમાં પ્રચલિત છે, માટે તે વિષે સંક્ષેપે એટલું કથન આ સ્થળે બસ થશે કે,विद्या गुरुणां गुरुः

સ્ત્રીઓને ભણાવવાની મતલબ દુકાને બેસાડી વેપારમાં રોકવાની નથી, કે ધંધા રોજગારે બહાર મોકલવાની નથી, પણ તેઓ સારાસાર સમજી કશાથી છેતરાય નહિ, તથા નિર્જીવ કારણમાટે ઓસીઆળો અવતાર ન ભોગવતાં, પોતાનો વ્યવહાર રૂડી રીતે ચલાવી સુખી થાય એજ છે. પરચુરણ વેપારીઓ ઘર આગળ મેવો તથા ફળફળાદિ અને ફેરીઆઓ રેશમી તથા સુતરાઉ કાપડના રેજા, કસબી મોળીઆં વગેરે જ્યારે વેચવા આવે છે; ત્યારે તેની પાસેથી દોઢ પાશેર મેવો, પાંચ જમરૂખ, દોઢપાગજ સાટીન તથા સત્તાવીસ તસુનાં ત્રણ કસબી મોળીઆં લીધાં હોય, તો તેનું અમુક ભાવે શું મૂલ્ય આપવું? એનો હિસાબ કરાવવાને સલજ્જ સ્ત્રીઓને પણ પરપુરુષ પાસે જવું પડે છે. વળી ઘરમાંથી કોરમું, કુસકી તથા સડી જતું અનાજ વગેરે હલકા પદાર્થ વેચવા હોય ત્યારે પણ શેર બશેરના હિસાબનો આધાર ભણેલાં સ્ત્રી પુરુષપર રાખવો પડે છે. હિસાબ કરી આપનાર તરત ન મળે તો માલ લઇ જનાર તે માલના જે પૈસા આપે તે લઇ ઘરમાં મૂકેછે. પણ

તેમાં તેણે શું ઓછું આપ્યું તેની તેઓને કાંઈ ખબર પડતી નથી. ઘણો કાળ રાત દિવસ રેંટીઓ ફેરવી બશેર પાંચ શેર કાંતેલું સૂતર જ્યારે વેચવું પડે ત્યારે, અને ઘમર ઘમર ઘંટી ફેરવી મણ પોણોમણ દળણું દળ્યું હોય ત્યારે, તેના અમુક ભાવે કેટલા પૈસા થયા, તે પણ કોઇ હિસાબ ગણી આપે ત્યારે લેવાનો ઓરીઓ વીતે. આવી વખતે જેના આશ્રયથી પોતાનું કામ થાય છે, તે જે કહે, તે નીચી મૂડી ને નમસ્કારથી ગુપચુપ તે બાપડીને સ્વીકારવું પડે છે. ચાકરને કેટલા પૈસા શાક ભાજી ને લીલો મસાલો લાવવાને આપ્યા હતા, તેમાંથી કેટલા પૈસાનો તે સામાન લાવ્યો અને તેની પાસેથી લેવાના કેટલા બાકી રહ્યા? તથા ધોબીને કેટલાં ને કયાં કયાં લૂગડાં ધોવાને આપ્યાં હતાં અને તે ધોઈને જે લાવ્યો તે બરાબર છે કે નહિ? અમુક આસામીને ત્યાં લગ્નમાં સોના રૂપાના અમુક અમુક દાગીના આપ્યા હતા તે બરાબર પાછા આવ્યા છે કે નહિ? આવાં આવાં અનેક કામ શું ઘણીખરી સ્ત્રીઓને જાતે કરવાં નથી પડતાં? શું એવે વખતે તોલમાપની સમજનું કે હિસાબનું કામ નથી પડતું? આ સઘ પ્રશ્નનો ઉત્તર એજ મળશે કે, સ્ત્રી જાતિને વ્યવહારમાં તે સર્વેનું કામ પડે છે. પરન્તુ તે ભણ્યા ગણ્યા વગર કેમ આવડે? માટે તે સર્વ જાણવા તથા શીખવાસારૂ વિદ્યાભ્યાસની દરેક કોમની, દરેક સ્થિતિની અને દરેક દેશની સ્ત્રીઓને પ્રથમથી જરૂર છેજ. તેમણે પુરુષની પેઠે વધારે નહિ તોપણ ઘરગતુ કામ જેટલું તો જ્ઞાન મેળવવું જોઇએજ.

લખતાં વ્રાંચતાં પણ જો સ્ત્રીને આવડતું ન હોય તો તેની અજ્ઞાનતાને લીધે ધણીના કામને પણ બહુ ધોકો પહોંચે છે. કોઇ માણુસ પોતાના પતિને મળવા આવ્યો

હોય, કે કાંઇ ઉપયોગી સંદેશો કહેવાને કહી ગયો હોય, અથવા કોઈ વેપારી કાંઇ માલ આપી ગયો હોય, તો તે કેટલો અને શા ભાવનો છે, તે કહી ગયા છતાં પણ યાદ ન રહેવાથી, પોતાના ધણીને સ્પષ્ટ રીતે કહી શકતી નથી. વળી જાતે નિરક્ષર અને પાટીપર ધૂળ પણ નાખી ન હોય, એટલે તે બિચારી લખી તો શી રીતે રાખે! અને જ્યાં વિદ્યાભ્યાસ વિના મનોવૃત્તિ મંદ હોય ત્યાં સ્મરણ પણ કેમ રહે? પરદેશ ગયેલા પતિનો આવેલો પત્ર વંચાવવા કે તેનો પ્રત્યુત્તર લખાવવાને પણ ઘેર ઘેર ભટકી માહિતગાર લોકોને આર્જવ કરવી પડે છે. વળી જેની સાથે એ જાતનું કામ પડે છે તે માણસ જો સત્પાત્ર ન હોય તો ગુપ્ત વાત પણ ચઉટે ચકલે ચાહન થાય છે આવી રીતના અબળાઓના અણહિતના પણ દરરોજ અનેક બનાવો બનતા આપણે નિહાળીએ છીએ.

ગૂજરાતી કે અંગરેજી જરાતરા લખતાં વાંચતાં શીખેલી કેટલીક સ્ત્રીઓ, સર્વત્ર પાર પડી ગઇ ને હવે જગત્માં જાણે પોતાને, કાંઇ શીખવા સમજવાનું બાકી રહ્યું નથી એમ માને છે; પણ જેમ કૂવાના કાચબાને સમુદ્ર મર્યાદાની ખબર નથી હોતી તેમ તેની ગતિ થાય છે. સ્ત્રીઓએ ભણવું તે કોઇ પણ રીતે તેનો ઉલટો ઉપયોગ કરવાને નહિ, સુધારાનો આડંબર રાખી સાસુ સસરા કે નણંદાદિ સાથે લઢાઇ લઢવાને નહિ, બાળકને આયાઓ (દાસીઓ) કે માબાપ અને પાડપડોસીને સોંપી મોજમઝા ભોગવવાને નહિ, નાટકફાટકનાં ચેટક જોવાને નહિ, પરન્તુ પોતાનો ઘરસંસાર સુલભ રીતે ચલાવવાનેસારૂ છે. એક ગામથી બીજું ગામ કેટલું દૂર તથા કયી દિશાએ છે અને ફલાણો રાજા કયારે ગાદીએ બેસી કયારે મરણ પામ્યો તથા

તેણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું તે શીખવાને વાર લાગશે અથવા નહિ આવડે તો હરકત નથી; પણ અનસૂયા, સીતા, દમયંતી, નર્મદા અને સાવિત્રીએ સ્વામી સેવા કેવી રીતે કરી હતી તે તથા બંધુજન અને પરિજનનો કેમ સત્કાર કરવો, સ્વાદિષ્ટ રસોઇ કેમ તૈયાર કરવી, અને ઘર કેમ શોભાવવું વગેરે ગૃહસ્થાશ્રમમાં જેની પ્રથમ જરૂર છે તે મોડું આવડશે તો તે વગર મુદ્દલ ચાલશે નહિ. માટે વ્યવહારોપયોગી જ્ઞાન મેળવવાને તથા સંસારમાં કેવે પ્રકારે ચાલ્યાથી સુખી થવાય તે સંબંધી માહિતીનેસારૂ, પોતાથી મોટી ઉમ્મરની અનુભવી અને વિદુષી બાઇઓ પાંસે તથા વૃદ્ધ ગુરુ પાસે નીતિશાસ્ત્રનો અને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવો. અવકાશની વેળાએ સુજ્ઞ પુરુષો અને સતી સ્ત્રીઓનાં ચરિત્ર વાંચી સુણીને શીખામણ લેવી. સુશીલ સ્ત્રીઓનાં ચરિત્રોથી તથા વૃદ્ધ સ્ત્રીપુરુષોના સદુપદેશથી, સારાં પુસ્તકોના અધ્યયનથી અને પોતાના પ્રિયપતિના સમાગમથી જ્ઞાન પ્રાપ્ત કરવું. વળી ધર્મશાસ્ત્રના ઉત્તમ ગ્રંથદ્વારા ધૈર્યતા, નિપૂણતા, ઉદારતા, સમતા, અને સુશીલતાદિ સદ્ગુણો મેળવવા તથા તે પોતાનાં બાળકોમાં, સખીમંડળમાં, અને જનસમૂહમાં પ્રવર્ત્તાવવા.

વિદ્યાવિમુખજનો કહે છે કે ભણવાથી સ્ત્રીઓ નઠારી નિવડે છે; પણ સમજુ સુજનોએ જાણવું કે ભણવાથી તેમ કદી થાયજ નહિ. સરસ્વતી દેવીની શુદ્ધ શ્રદ્ધાથી સેવા કરતાં કુપાત્ર તે કોણ થાય? પૂરા કે સારા ભણતરથી કોઇ કુમાર્ગે ગયું નથી ને જશે પણ નહિ. અસલ વારે આપણી ઘણી સ્ત્રીઓ ભણતી પણ તેમાંની કોઇ દુશ્ચરિતવાળી આપણે સાંભળી કે જાણી નથી. અનીતિમાન્ કે માનભંગ થવાનાં જે ખરાં કારણ છે તે એવું બોલનારાં કાંતો વિચારી

શકતાં નથી અથવા તો તેવો વિચાર કરવાની તેમનામાં શક્તિ નથી.

અધુરાં કામ હમેશાં દુઃખદાયક નિવડે છે, માટે પૂરો વિચાર કર્યા વિના કોઇ પણ કામનો આરંભ કરવો નહિ; અને આરંભ્યા પછી તો તે અધુરૂં મૂકવું નહિ.

अनारंभो मनुष्याणां प्रथमं बुद्धि लक्षणम्।
आरंभस्यान्तकं गच्छेत् द्वितीयं बुद्धि लक्षणम् ॥

ગુણકારી ઔષધ પણ અધુરે મૂકી દેવામાં આવે તો તેથી કંઇ ફાયદો થાય નહિ. માટે જેમ માંદા માણસને મંદવાડ નિર્મૂળ થતા સુધી પૂરતી રીતે ઔષધ કરવાની સાથે "કરી" (પરેહજી) પળાવવાની જરૂર છે, તેમ વિકારી-મલિન-મનને કેળવણીરૂપી શુદ્ધ ઔષધજળથી ધોઈ સ્વચ્છ કરવાની સાથે સુવિચાર સેવનરૂપી પથ્ય પણ પળાવવું જોઇએ. આપણા કેટલાક લોકો આધુનિક કાળમાં સ્ત્રી કેળવણીની વૃદ્ધિમાટે પ્રયત્ન કરે છે ખરા, પણ તેમાં ઘણાઓ લગ્ન વગેરેની ઉતાવળને લીધે તે અધુરી મેલાવે છે, તેથી ભણેલી સ્ત્રીઓમાં જો કોઇવાર કાંઇ દુરાચાર જણાતો હોય, તો તે તેમના અધુરા ભણતરનોજ પ્રતાપ. એ ભૂલ ભણતરની કે ભણાવનારની નથી, પણ તેમના નિર્દોષ અંતઃકરણને કોરી ખાનાર કુસંગરૂપી કીડાની છે. દૂધ જાતે શુદ્ધ છે તથાપિ તેને લવણનો સંગ થતાં તે નિરૂપયોગી બને છે. એમ અયોગ્ય સંગને લીધે પણ પદાર્થ દોષિત થાયછે. જેમકે દુગ્ધ એ પ્રાણી માત્રનું પોષણકર્તા છે, તથાપિ તે એક પ્રકારના તાવ તથા કમળાવાળા દરદીને દુઃખકર થઇ પડેછે. તેમાં દોષ તે દૂધનો નહિ પણ પાત્રનો છે. તેમજ વિદ્યાભ્યાસનો વિલાસ અતિ સુખદ છતાં, અનાચારી જનો

તેનો ઉલટો ઉપયોગ કરી દુઃખ પામે તેમાં તેઓજ દોષિત છે. ભણવાથી તો આગળ જણાવ્યું તેમ મન નિર્મળ અને બુદ્ધિ પરિપક્વ થાય છે. કવિ નર્મદાશંકર શિક્ષિત સ્ત્રીઓનું કર્ત્તવ્ય આ પ્રમાણે કથે છેઃ-

## ગરબી.

ભણી વિવેકી ડાહ્યાં થઈને, સહુમાં હળીમળી ચાલોરે;
પ્રભુથી બ્હીતાં નીતિથી રહેતાં, કદિ નવ વળગે આળોરે-ભણી૰ ૧
આવડતથી ને ચાલાકીથી, ઘરસંસાર ચલાવોરે;
સુઘડ રહીને ચતુરાઈથી, લો પિયુસુ સુખ લ્હાવોરે-ભણી૰ ૨
ભલું ઉપાડી લીધું ઘરને, વળી તરાવ્યું કહાવોરે;
કુટુંબ વધેથી પ્રૌઢપણાંથી, વધુ જશ રંગ દરશાવોરે-ભણી૰ ૩
પુસ્તક વાચન કરી પરવારે, મનમાં નીતિ જમાવોરે;
નર્મદ ભણેલું સફળ તમારૂં, જો જગકર્ત્તા ગાવોરે-ભણી૰ ૪

નાનપણમાં પરણાવવાથી બાળાઓની કેળવણી વિષે તેમના વાલીઓ તદ્દન બેદરકાર રહે છે, તેથી વિદ્યા જે સર્વ સુખનું સાધન તે અધુરે મૂકી દેવાથી કવચિત્ દુઃખનું ઘર થાય છે. આવી દુઃખી દશામાં પણ સૌજન્યદાયિની વિદ્યા અનેક રીતે ધૈર્યતાનું સાધન થઈ દુઃખી દિલને વારી શાન્ત પાડે છે. વળી કેળવાયેલી કન્યાઓનું પાણિગ્રહણ, તેને યોગ્ય, સર્વાંગે પરિપૂર્ણ, વિદ્વાન્ અને ગુણજ્ઞ વર સાથે થયું હોય તો તે ગૃહસ્થાશ્રમનું પરમ સુખ જે દેવને પણ દુર્લભ તે મેળવી શકે છે. અર્થાત્ પરણાવતાં પહેલાં કન્યાઓને યોગ્ય કેળવણી આપવી. સઘળા સંસાર સુધારાનો તેમજ દેશની આબાદા-નીનો આધાર સ્ત્રીકેળવણીપર રહ્યો છે; માટે સદ્ગુણી સ્ત્રીઓ પરમ પ્રેમથી વિદ્યાદેવીનો સત્કાર કરશે, તો આ ભૂમંડળમાં સુખ અને શોભાની મણા રહેશે નહિ.

"કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન;
સરસ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન."



# ઘરધંધો.

ઘરધંધાના જ્ઞાનથી, નારી નૌત્તમ થાય;
પ્રજા સદન સંભાળતી, સુખ પામેજ સદાય.

ગૃહિણી એ કુટુંબરૂપી નાના રાજ્યની મહારાણી કહેવાય છે, માટે ઘર વ્યવહારમાં સર્વનું રક્ષણ કરી તેમનું શુભ ઈચ્છવું એ પ્રમદાનો પરમ ધર્મ છે. નિત્ય નિયમિત વખતે મળસકામાં ઉઠી દાતણ કરી, મોં તથા આંખ વગેરે અવયવો પાણીથી ધોઇ, જગત્જીવન પરમ કૃપાળુ પ્રભુનું પ્રાતઃ સમયે ધ્યાન ધરવું. તેની પાસે દીનવાણીથી યાચના કરવી કે મારામાટે તથા પરોપકાર અર્થે હું નિત્ય નિર્વિઘ્ને મંગળ કાર્ય કરૂં અને શુભ નીતિથી મારો ધર્મ પાળું, એવી મને સન્મતિ આપો. વળી હે નાથ! મને ગરીબને નિભાવી લઇ તથા મારા મનના મનોર્થ પૂર્ણ કરી મને આ સંસારસિંધુથી તારો.

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

આપો મંગળ નામ નિત્ય હરિનું, પાપો હરો સર્વથા,
તાપો દૂર કરો ખરો હૃદયમાં, સદ્ધર્મ થાપો તથા;
ગંગા ને શિવ પાર્વતી જનકજા, શ્રીરામની સત્કથા,
પ્રાતઃકાળ કરી ધરી વદનમાં, કાપોજ સર્વે વ્યથા.
હે લક્ષ્મી જગમાત જેમ હરિમાં, સારી તમારી રતિ,
જેવું સૌભગ ભોગવો જગપતિ, શ્રી વિષ્ણુ પામી પતિ;
તેવો પ્રેમ સદાય શુદ્ધ પતિમાં, રાખો દઈ સન્મતિ,
ને સૌભાગ્ય અખંડ મંડિત કરો, સંપત્તિ સારી ગતિ.

(શીઘ્રકવિ ગદૂલાલજી.)

છોકરાં નાનાં હોય ત્યાં સુધી તેને કેળવવાનું અથવા વિદ્યાભ્યાસ કરાવવાનું મુખ્ય કામ માતાનું છે. તેઓ નાનાં હોય છે ત્યાં સુધી સઘળો વખત માતાની પાસે રહે છે, માટે તેઓ શાણાં, માયાળુ, દયાળુ, વિવેકી અને સદ્‌ગુણી નિવડી પોતપોતાનાં કામમાં હોશીઆર થાય એવા પ્રકારની કેળવણી તેમને બાળપણથીજ આપવી. છોકરાને પોતાનાં કામમાં કાબેલ થવાને જેમ વિદ્યાભ્યાસની વધારે જરૂર છે તેમ દીકરીઓને ગૃહકાર્યમાં કુશળ થવાને ઘરધંધાની કેળવણીની વિશેષ અગત્ય છે માટે કન્યાને બાળપણથીજ ઘરનાં નાનાં નાનાં કામ બતાવતાં રહેવું. શરૂઆતમાં તેને સાવરણી આપી ઘરનું વાસિદું વાળતાં શીખવવું. પછી લોટા માંજવાનું, નાની જણસની આપમેલ કરવાનું, હાથ પગ ધોવાને પાણી લાવી આપવાનું, જમવા બેસે ત્યારે સર્વના પાટલા માંડવાનું, પીવાનું પાણી ભરી આપવાનું, ચૂલાઅબોટનું, નાનાં છોકરાંને રમાડવાનું તથા તેની સંભાળ રાખવા વગેરે ઘરનાં અનેક નાનાં મોટાં કામ કરવાની તેને ટેવ પાડવી.

ગૃહકૃત્યના કોડ કન્યાને નાનપણથીજ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થતા હોય એવા ઘણા દૃષ્ટાંત દરેકને દરરોજ દૃષ્ટિગોચર થાય છે. બાળપણથીજ સાવરણીનાં તરછટીઆં લઇ તે હળુ હળુ કચરો કાઢવાને લાગે છે, ચઢ ઉતર કુલડીઓનાં બેડાં માંડી ઊંચા ઓટલા ઉપરથી કે બારી વાટેથી કુલડાને ગળે દોરી બાંધી ભોંયપર પાસી માણમાણ નવાણમાંથી નીર ભરતી હોય એવી રમત કરે છે. કુલડીઓમાં જાત જાતના દાણા ભરી રાખે છે, સૂપડી લઇ ધીરે ધીરે ધૂળ વગેરે ઝાટકવા લાગે છે, ઠીકરાંના કકડાનો ચૂલો બનાવી અથવા માટીના નાના ચૂલા લઇને માણમાણ

રાંધવાને મંડી પડે છે, એ વેળાએ રસોઇને લગતો કેટલોક સરંજામ પણ તૈયાર રાખે છે. માણુમાણુ (કલ્પિત) ઘર માંડી તેમાં કેટલાક ઓરડા ઓરડીઓના ક્રમવાર ભાગ પાડે છે. કોઇ ઓરડો દિવાનખાનાને લાયક તો કોઇ સરસામાન રાખવાને લાયક, કોઇ નહાવા ધોવાનેમાટે તો કોઈ શયનગૃહનેસારૂ. વળી મહોલ્લામાં કોઇ કુતરી વીઆય તો ઘણી છોકરીઓ મળી પ્રત્યેકને ઘેરથી લોટ, ઘી, અને ગોળ લાવી તેનો સીરો રાંધી કુતરીને ખવડાવે છે. તેનાં બટોગીઆં (કુરકુરિયાં) જરા ચાલતાં થાય એટલે તે મલકાતી મલકાતી તેના શરીર પર હાથ ફેરવે છે. કોઇ વખત સહજ ગુસ્સે થઈ બડબડે પણ છે. તેને પોતાના ખોળામાં લઇ રમાડે છે. તેને બગલમાં કે ખભાપર લઇ હરેફરે છે અને વખતે છાતી સરસાં ચાંપી પયપાન પણ કરાવે છે. આવી અનેક બાળક્રીડાપરથી સ્પષ્ટ સમજાય છે કે કન્યાને બાળપણથીજ ઘરકામનો તથા છોકરાં છૈયાંના લાલનપાલનનો–માતા વગેરેને તેમ કરતાં જોવાથી–સ્વાભાવિક ભાવ પ્રગટ થાય છે.

પોતાના ધંધામાં પાવરધા થવાસારૂ તેના ઉપયોગી વિષયનો અભ્યાસ જેમ પુરુષોને કરવો પડે છે તેમ ઘરધંધાને સાનુકૂળ સર્વ તરેહનું જ્ઞાન મેળવવું એ સ્ત્રીઓનું કર્તવ્ય કર્મ છે. ઘરધંધામાં પહેલું કામ ઘર અને આંગણું લીપીગુંપી, વાળીઝાડી તથા જણસભાવ ઠીકઠાક ગોઠવી સુંદર રાખવાનું છે. ખાટલા તથા બિછાનાં ઉપાડી તેને ઠેરવેલી જગોએ મૂકવાં. કોચ, કબાટ, ટેબલ, ખુરસી, પેટી, પટારા, પ્યાલા, રકાબી અને હાંડી, ઝુમ્મર, તકતા વગેરેમાંથી જેને લૂછવાં ઘટે તેને લૂછી અને જેને ધોવાં ઘટે તેને ધોઇ તથા લોહીને ચકચકિત રાખવાં. મોરીઓ

ધોવી અને ખાળકુંડીઓ ઉલેચવા જેવી હોય તે ઉલેચી ખાલી કરવી. એથી ડાંસ, મચ્છર, વાંદા, વિંછી તથા કાનખજુરાદિ જીવજંતુઓનો ઉપદ્રવ થશે નહિ. ઘરમાં સુખ આપનાર ગાય તથા બળદ વગેરે ઢોર રાખ્યાં હોય તો તેનું વાસિદું કરી તેને ચારો નિરવો, તથા પાણી પાવું. ગમતસારૂ મેના પોપટ પાળ્યાં હોય તો તેનાં પિંજરાં ચોખ્ખાં કરી તેમાં શુદ્ધ જળ તથા ફળફળાદિ મૂકવાં. ક્ષુધાતુર થયેલાં બાળકને સ્તનપાન કે પયપાન પણ સમયસર કરાવવું. અને જેઓ ખાવાને શીખ્યાં હોય તેઓને સ્વચ્છ ખોરાક ખાવાને આપવો. લોટા, બેડાં અને માટલાં અજવાળવાં. ખાવા પીવાનાં અને રાંધવાનાં વાસણ તથા દૂધ, દહીં અને છાસનાં ગોળવાંને પણ બાહ્યાંતર સ્વચ્છ કરવાં. એ વાસણને સ્વચ્છ રાખવાથી તે માંહેના પદાર્થ પણ સારા રહે છે. પાણી હમેશાં ગાળીને વાપરવું. પાણીનાં જે વાસણ ખાલી થયાં હોય તે ભરવાનેસારૂ સૌભાગ્યવતીએ પોતાના શૃંગારનાં શુભ ચિન્હ જેવાં કે નહાવું, ચોટલાનો હોળીને અંબોડો વાળવો, કપાળે ચાંલ્લો, નાકે નથ-કાંટો કે વાળી, ગળે તથા કાને આછું ઘરેણું, હાથે કંકણ કે ચુડો, પગે કલ્લાં અને શરીરે સ્વચ્છ વસ્ત્ર પહેરી કેડમાં ગાગર ને માથાપર બેડું લઇને નળ, નદી, તળાવ, વાવ તથા કૂવામાંથી પાણી ભરી લાવવું. અઠવાડીએ પખવાડીએ નાના પલંગ અને ખાટલા તથા ગોદડાં તળાઈ તડકે નાખવાથી તે સ્વચ્છ થાય છે એટલુંજ નહિ, પણ તે માંહેની બદબો અને ચાંચણ માકણ જેવા પીડાકારી પ્રાણીઓ ઉડી કે ઉતરી જવાથી રાતના નિરાંતે નિદ્રા પણ આવે છે. વળી છઠ છ માસે કીમતી કપડાં વગેરેને એક બે દિવસ સુધી તડકામાં રાખ્યાથી ઉધાઇ કે કસારી લાગ્યાનો ભય રહેતો નથી.

संमार्जनोपलेपाभ्यां गृह मंडल वर्तनैः ॥
स्वयं च मंडिता नित्यं परिमृष्ट परिच्छदा ॥

અર્થ-સ્ત્રીઓએ ઘરની સર્વ વસ્તુ સ્વચ્છ રાખવી. પોતે પણ સ્વચ્છ વસ્ત્ર અને ભૂષણથી રહેવું તથા સર્વ પદાર્થો ઘરની અંદર બરાબર ગોઠવીને મૂકવા.

છોકરાંનાં મળમૂત્રાદિ વાળવાં તથા તેને ધોવાં. તેનાં માથાં પણ બે ત્રણ દિવસે અરીઠાં, આમળાં, ચીકાકઇ, સાબુ કે છાસ વગેરેથી ચીકાસ ને વાસ જતા સુધી ચોળી ધોઈને સ્વચ્છ રાખવાં. એથી લીખ કે જૂ વગેરેનો ઉપદ્રવ થતો નથી. ઘરમાં કોઇ માંદું પડયું હોય તો તેની ખબર અંતર વખતે વખત લેતાં રહેવું. જરૂર જેવું હોય તો પાસેજ બેસી રહેવું. રોગાનુસાર ઔષધોપચાર કરવા. ઝાડા થયા હોય તો તે કેટલા થયા, તાવ આવતો હોય તો તે કયારે આવે છે ને કયારે ઉતરે છે ? એ સાથે બીજાં જે જે ચિન્હ જણાતાં હોય તે સર્વ વૈદને વિદિત કરવાસારૂ પોતે લક્ષમાં રાખવું. તેને નિયમ પ્રમાણે પીવાની દવા આપવી. ચોપડવાની હોય તો ચોપડવી. ભૂખ ન મારે માટે જે દવાપર જેવી કરી પાળવી જોઈએ તેવી સચવાય તેમ રુચિ પ્રમાણે ખાવાનું કરી આપવું. તરસ ન વેઠેમાટે પાણી પીવાને પૂછવું. ઝાડો તથા પેશાબ કરાવવો. અશક્તિને લીધે ઉઠી ન શકે અને પથારીમાં કે પહેરેલાં લૂગડાંમાં ઝાડો તથા પેશાબ અને ઉલટી વગેરે થઈ જાય તો તેને બદલીને બીજાં ઉપયોગમાં લેવાં. બગડેલાં બિછાનાં અને કપડાં ધોઇને સ્વચ્છ રાખવાં. ઘરમાં પોતાથી બીજું કોઈ વડીલ ન હોય તો સસરા વગેરે વરિષ્ઠના મંદવાડ સમયે વહૂએ મર્યાદામાં રહીને પુત્રી પ્ર-

માણે વર્ત્તવું. સસરાને ખવડાવવા પીવડાવવામાં પહેરાવવા ઓઢાડવામાં, પાસું ફેરબદલ કરાવવામાં, હાથ પગ ચુંથાતા હોય તો તે દાબવામાં, બરડામાં કે કેડમાં કળતર થતી હોય તો શેક કરવા વગેરેમાં વધૂથી સસરાએ અને સસરાથી વધૂએ કોઇપણ પ્રકારનો અંતરાય રાખવો નહિ. સારાંશ મંદવાડમાં કોઈની પણ સેવા ચાકરી સાવધગીરીથી મનપૂર્વક કરવી.

કધાન્યને કેળવીને ઉપયોગમાં લેવાથી તેના ભાતભાતના સ્વાદિષ્ઠ પદાર્થ બને છે. એક ગામના બે દોસ્તદારો બીજે ગામડે સાથે વેપાર કરવાને જતા હતા. તેઓને પોતાના માલના બદલામાં જે અનાજ મળતું હતું તે પ્રત્યેક પોતાના કોથળામાં એકઠું કરીને ઘેર લાવતા હતા. એ બને મિત્રો પરણેલા હતા. પણ તેમાં એકની વહૂ મૂર્ખ અને એકની સુજ્ઞ હતી. સુજ્ઞ વહૂ પોતાનો વર જે ઘઉં, બાજરી, ચણા, ડાંગર અને તુવરનું પંચરાઉ અનાજ દરરોજ લાવે, તેને ઝાટકી વીણીને તેમાંથી કાંકરા અને કસ્તરાદિ કાઢી નાખી નિરનિરાળું ભરી રાખતી હતી. એમાંથી ખપ જોગ કાઢી તેમે ખાંડી, દળી, ભરડીને રાંધતી હતી. તેથી તે પતિને જુદાં જુદાં સર્વ ભોજન જમાડીને પ્રસન્ન કરતી હતી. પણ પેલી મૂર્ખ સ્ત્રીનો પતિ જે પંચરાઉ અનાજ લાવતો હતો, તેનો તો તે એક ઢગલોજ કરી મૂકતી હતી. એ ઢગલામાંથી તે દરરોજ ખાવા જેટલું અનાજ લઇને દળી, તેના રોટલાજ ઘડી પતિને ખવડાવતી હતી. આથી ઘણા દિવસ સુધી કાંકરા, કસ્તર ખાવામાં આવ્યાને લીધે પતિ અને પોતે સર્વે પીડા પામવા લાગ્યાં. એક વખત તેઓ સઘળાં જ્યારે સખ્ત માંદાં પડયાં, ત્યારે પેલી સુજ્ઞ સ્ત્રી તેમની બરદાસ્ત કરવાસારૂ તેમને ઘેર

રહી. પણ ઘરમાં તેમની પ્રકૃત્યાનુસાર રસોઇ કરવા જોગ કાંઇ ધાન્ય નહિ હોવાથી, પ્રથમ તો તેણે પોતાના ઘરની પેઠે પેલા દાણાના ઢગલાને કોઠીમાં ભરી તેમાંથી ખપ જોગ અનાજ કહાડી ઝાટકી તથા વીણી જાતવાર જુદું જુદું ભર્યું. પછી તેમાંથી દળવા જોગને દળી અને ખાંડવા જોગને ખાંડી તેની રસોઈ કરી થોડા દિવસ ખવડાવી. આથી તે સર્વ સારાં થયાં અને પેલી મૂર્ખ સ્ત્રી પણ પોતાની ભૂલ સમજી. પછી તે પણ પેલી સુજ્ઞ સ્ત્રીની પેઠે યોગ્ય વ્યવસ્થા કરી ભાતભાતની રસોઈ બનાવવા લાગી. એથી સર્વની પ્રકૃતિ સારી રહેવા લાગી એટલુંજ નહિ, પણ સુજ્ઞ સ્ત્રીના સહવાસથી કધાન્યને કેમ કેળવીને ખાવું તેનું જ્ઞાન પેલી મૂર્ખ સ્ત્રીને મળ્યું અને પરિણામે તેનો ઘરસંસાર પણ સુધર્યો.

સવારના વખતસર રાંધવાની તૈયારી રાખવી. પ્રથમમાં ચૂલે પાણી મૂકવું. તે સાધારણ ગરમ થાય એટલે પોતે નહાવું. નહાવાની મતલબ કાકસ્નાન કે મુશળસ્નાન કરવાની નથી પણ શરીરને સ્વચ્છ કરવાની છે. માટે તેને ચોળી છેક થોડા પાણીથી કે અતિ બહોળા પાણીથી નહિ પણ જોઇતા પાણીથી નહાવું. પછી બાળગોપાળને નહવરાવવાં. પતિ નાહી રહે ત્યારે તેમને અંગ લોવાને અંગુછો-ટુવાલ-આપવો. અને પહેરી પલાળેલું વસ્ત્ર બદલવાને કોરૂં વસ્ત્ર આપવું. પવિત્ર વસ્ત્ર પહેરી રહે તે પહેલાં તેમના સારૂ સંધ્યા સેવાની સામગ્રીનાં સાધન તૈયાર કરી મૂકવાં. પછી રસોઇ કરવાનાં સર્વ વાસણ, સરપણ, ચાળેલો લોટ, ઝાટકીને વીણેલાં ચોખાદાળ અને મસાલો વગેરે સામગ્રી પાકશાળામાં રાખવી. પછી રસોઇમાં જેનો જેમ ખપ પડતો જાય તેમ તે સ્વચ્છ હાથે લેતા જવું. રસોઇ સ્વા-

દિષ્ઠ અને વખતસર તૈયાર કરવી. તે પ્રદેશ, ઋતુ, હવા તથા પ્રકૃત્યાનુસાર અને રસમય થવાથી આરોગનારનું આયુષ્ય તથા બળ વધે છે. પ્રકૃતિ પણ સારી રેહે છે. પરન્તુ ખાવા પીવાની બરાબર સંભાળ નહિ રાખ્યાથી શરીરમાં વાત, પીત અને કફ વગેરેનો ઉપદ્રવ થાય છે. તે ન થાય એટલાસારૂ જમવાના પદાર્થના ગુણ દોષની પરીક્ષા જમનાર કરતાં રસોઇ કરનારને વધારે હોવી જોઇએ. પીત, દમ, વાયુ અને ગરમીના રોગવાળાં માણસથી કયા પદાર્થ ખવાય અને કયા ન ખવાય તે પણ જાણવું જોઇએ. જેને પીતનો રોગ હોય તેણે પીતને વધારનારા ગરમ પદાર્થ ખાવા નહિ. દમના રોગવાળાએ ઘણા ગળ્યા અને ઠંડા પદાર્થ ખાવા નહિ અને જેના શરીરમાં વાયુ વધારે હોય તેણે વાલ તથા વટાણાદિ જેવા વાયડા પદાર્થ ખાવા નહિ. જેની જેવી પ્રકૃતિ તે પ્રમાણે તેણે પદાર્થ ખાવા પીવાનો અભ્યાસ રાખવો એજ સુખદાયી છે.

રસોઇ તૈયાર થાય એટલે સર્વ બાળગોપાળને જમવા સારૂ આમંત્રણ કરવું. સ્વચ્છ હાથે પાણીના લોટા ભરવા. પછી પાટલા માંડી તેની પાસે તે મૂકવા. સર્વ તૈયાર થઇ જમવાસારૂ બેસે એટલે પિરસવું. શાકપાક તથા ખટરસ ભોજનની સાથે અથાણું તથા ચટકદાર ચટણી પણ મૂકવાને ચૂકવું નહિ. મીઠું તથા મરચું વગેરે મસાલો જેને જેમ વિશેષ જોઇએ તેમ તેને ઉપર આપવો. એવી વખતે જરા પણ સંકોચ નહિ રાખતાં મન ઉદાર તથા પ્રફુલ્લિત અને મુખકમળ પ્રસન્ન રાખવું. કોઇનો પણ ભાણાંઅંતર કરવો નહિ. ભાણામાં પિરસેલા જે પદાર્થ થઇ રહેવા આવે તે માગતા પહેલાં મૂકવાને તત્પર થઇ રહેવું.

કેટલીક સ્ત્રીઓ જમનારને એકવાર પિરસ્યા પછી તેની કંઈ તજવીજ રાખતી નથી; પણ ચતુર સ્ત્રીઓએ એવી રીતે દુર્લક્ષ નહિ રાખતાં, સલજ્જપણે તેના પર ગુપ્ત પણ સદ્દષ્ટિ રાખવી અને હરેક પદાર્થ ચતુરાઇથી મૂકવો. જમતી વેળાએ શોક, ભય અને દુઃખની વાત કરવી નહિ પણ અંગરેજ લેડીઓની પેઠે વિનોદ વાર્તા કરવી. ભોજન જમી રહ્યા પછી નિઃસાર વાતને બદલે મધુર ભાષણ કે વિદ્યા વિનોદ કરવો પણ કદી કોઇની કુથલી તો કરવીજ નહિ. ભોજન કરી રહે એટલે તેમને પીવાસારૂ શીતળ જળ અને મુખવાસસારૂ પાન, સોપારી કે વરીઆળી આપવી. સર્વના જમી રહ્યા પછી પોતે જમવું. પોતાની ભૂલચૂકનો અપરાધ કોઇ વહૂવારૂ કે છોકરાદિપર ઢોળવો નહિ. એવી વર્તણુંક રાખ્યાથી પોતાના તાબાના માણસમાં પણ પોતાનો વિશ્વાસ રહેતો નથી. માટે હરેક કામ વિશ્વાસ અને દૃઢતાપૂર્વક કરવું. સન્માર્ગનો દૃઢ નિશ્ચય એ સદાચરણનું મૂળ છે.

પતિને ધંધારોજગારે કે નોકરીપર જવાની તૈયારી પર સર્વ વસ્ત્ર વગેરે લાવીને આપવાં. પતિ કામકાજે જાય એટલે પોતે પોતાનાં ઘરકામમાં મશગુલ રહેવું. પણ "ઘરમાં એઠાં ને બારણે બેઠાં" એમ કદી કરવું નહિ. ઘરમાં એઠવાડ કાઢવાને તથા પાણીછાણીનું પરચુરણ કામ કરવાને ચાકર હોય તો તે કામ તેને સોંપી તે પર દેખરેખ રાખવી. પણ તે ન હોય તો પોતે આળસ કરીને અથવાતો તે કામ સાસુ, જેઠાણી, નણંદ, દેરાણી, દીકરી વગેરે કરશે એવી વાટ જોઇને બેસી નહિ રહેતાં, જાતેજ કરવું. "આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ"—"પારકી આશ અને સદા નિરાશ, પણ

પ્રયત્ને પ્રભુ સહાય." માટે કોઇ પણ કામ કરવું અઘરૂં હોય તો તે પ્રયત્ને કરવાથી તેમાં પ્રભુ પણ સહાયક થાય છે. ગૃહિણીએ ગૃહકૃત્યથી નહિ કંટાળતાં તેમાંજ નિમગ્ન રહી પોતાના કામકાજથી પોતાની પરીક્ષા આપવી. માણુસમાં કામકાજ કરવાની શક્તિ એજ તેની યોગ્યતાની ખરી કસોટી છે.

રસોઇનું, જમવા જમાડવાનું એઠવાડનું અને ચૂલા અબોટનું કામ પૂરું થયા પછી ઘરની અંદર કયા પદાર્થો છે અને કયા થઈ રહ્યા છે તેની તજવીજ કરવી. નવા પદાર્થની જરૂર હોય તો તે અથવા જે પદાર્થ થઈ રહ્યાથી તેની જરૂર હોય તો તે મગાવી સંભાળથી ભરી રાખવા. હરેક કામ વિચારીને કરવું, કોઇ કામ માથાઉતાર–વેઠ સરખું–કરવું નહિ. કામ નવું હોય અને તેમાં સમજણ ન પડે ત્યારે જેઓએ તેવાં કામ ઘણીવાર કર્યા હોય તેવાં જાણીતાં માણુસ પાસેથી પ્રથમ તે શીખી લઇ પછીથી ચિત્ત લગાડીને કરવા માંડવું. જેઓ મન લગાડીને ખંતથી કામ કરવા માંડે છે તેઓ ઝડપથી પણ સારાં કામ કરી શકે છે.

દેશચાલ પ્રમાણે રાતના વાળુ કરી રહ્યા પછી, સર્વ વાસણ માંજીને ઠેકાણાસર મૂકવાં. દાણાદુણી વગેરે કાંઈ ઉઘાડું, અવ્યવસ્થિત કે જ્યાં ત્યાં રખડતું ન રહે એટલાસારૂ "ઢાંકોઢુમો" કરવો. સમયસર સર્વ બાળગોપાળને પથારી કરી આપી તેમને સૂવાડવાં. સર્વના સૂવા પછી પોતે સૂવું; પરન્તુ પોતાના સૂવાની પૂર્વે પરમેશ્વર પ્રતિ પોતાનાં સર્વ કર્મો રજુ કરી ભૂલ ચૂક માટે તેની પાસે ક્ષમા યાચવી; અને આ મનુષ્યદેહથી રુડાં કાર્ય કરાય તથા તેમાંજ પ્રવર્તમાન થવાય તેવી પ્રાર્થના કરવી.

અવકાશના વખતમાં અર્થવિદ્યાનાં તથા નીતિનાં પુસ્તકો વાંચવાં, સખીઓમાં મળી જ્ઞાનવાર્તા વાંચવી કે સાંભળવી. વાંચતાં ન આવડતું હોય અથવા તો કોઇ વાંચીને શ્રવણ કરાવી શકે એવું ન હોય, તો સીવવા ભરવા જેવાં કામ શીખવા કે કરવામાં વખત કાઢવો. ગૃહકાર્યમાં નિપુણ થવાસારૂ હમેશ નવી યુક્તિ શોધતાં રહેવું. સ્ત્રીઓને તો સર્વ અભ્યાસમાં ધર્મનું જ્ઞાન, સંતાનનું લાલનપાલન અને રક્ષણ કરવું તથા સગાં સંબંધીઓને સંતોષવાં એજ સર્વોત્તમ અભ્યાસ છે.

પુન્યદાન કરવું એ ગૃહસ્થ સ્ત્રીઓનો ધર્મ છે. માટે જ્ઞાન, ગુણ, કર્મ અને લક્ષણથી માણસની પાત્રતા પરખી યથાશક્તિ પરોપકાર કરવો. સર્વ દાનમાં વિદ્યાદાન ઉત્તમ છે કેમકે તેથી ઘણાનું ઘણા કાળ સુધી કલ્યાણ થાય છે. બીજાં દાન આપ્યાં હોય તે અલ્પકાળમાં પૂરાં થઇ જાય લેનાર તો પાછાં જેવાંને તેવાં ભીખારીજ રહે છે. એવાં દાન તો માત્ર લાચાર લોકોજ લે છે પણ વિદ્યાનું દાન તો સર્વ વર્ણના નાના મોટા લોકો લે છે, તેથી દાન લેનાર અને દાન દાતા ઉભયનું ભલું થાય છે.

अन्नदानात्परं नास्ति विद्यादानं ततःपरं ॥
अन्नेन क्षणिका तृप्तिर्यावज्जीवं तु विद्यया ॥

**ભાવાર્થ**—અન્નદાન કરતાં વિદ્યાદાન ઉત્તમ છે; અન્ને કરીને થોડીવાર તૃપ્તિ થાય છે પણ વિદ્યાએ તો જીવતા સુધી તૃપ્તિ થાય છે.

આમ શાસ્ત્રમાં પણ વિદ્યાદાનનું ઘણુંજ પુન્ય કહેલું છે. વિદ્યા વિનાનું તે માણસજ નહિ. એવા માણસની તુલના તો પશુ સાથે કરવામાં આવે છે. મહા પંડિત ભર્તૃહરિએ કહ્યું છે કે, विद्या विहीनः पशुः એ યથાર્થ છે. હર કોઇ વિદ્યા-

ભિલાષીને વિદ્યાભ્યાસનાં સાધન જેવાં કે પાટી, પુસ્તક, કાગળ, કલમ, સાહી ઇત્યાદિ આપવાં. અને ભણેલાંએ બીજાં સ્ત્રી પુરુષને જાતે વિદ્યા ભણાવવી. ભૂખ્યાને ભોજન, તરસ્યાને પાણી, નગ્નને વસ્ત્ર, પગે બળતાને પગરખાં, દરદીને દવા એમ હમેશ બને તે પ્રમાણે નિરાશ્રિતને આસરો આપવો. પરન્તુ જે ઢોંગી ભૂદેવો, જોતિષ, જાદુ કે મંત્રતંત્રની ડફાંસો મારી ભોળી ભામનિઓને ઠગી જાય છે તેમનાથી બહુ સાવધ રહેવું. તેવા પ્રપંચી, પ્રમદી, અને પાખંડીને આપવામાં ખરું પુન્ય નથી. તેમજ "ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો" આપવાને તથા "ઘર બાળીને તીર્થ" કરવાને પણ શાસ્ત્રમાં કહ્યું નથી. ધર્મનું મૂળ દયા છે માટે સર્વ પ્રાણીપર પૂર્ણ દયા દૃષ્ટિ રાખવી. ભક્તિમાન્ કવિ તુલસીદાસ કહે છે કે,

દયા ધર્મકો મૂળ હે, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબલગ ઘટમેં પ્રાણ.

લખલૂટપણે દ્રવ્યનો વ્યય થાય નહિ માટે પરચુરણ ખરચખૂટણનો તથા વટવ્યવહારનો હિસાબ સ્ત્રીઓએ રાખવો. આયપત કરતાં વધારે ખરચ એટલે મહિને વીસની આયપત અને એકવીસનો વરો ન થાય તેની સંભાળ રાખવી. ઘરમાં વાસણ, મોટી જણસ કે જે ગૃહોપસ્કર (ફર્નિચર) હોય તે સર્વે એક ચોપડીમાં તોલ માપ અને નંગવાર કીમત સુધાં નોંધી રાખવાં. એમાંથી કોઇ જણસ જ્યારે કોઇને કાર્ય પ્રસંગે આપવામાં આવે ત્યારે તે કોણ માણસ, કયે દહાડે, શું જણસ, કેટલાની કીમતની, કયાં લઈ ગયો, તે સવિસ્તર નોંધીને આપવી. એથી જણસ લઇ જનાર માણસ પણ ફીકર રાખીને સર્વ જણસ બરાબર અને વખતસર પહોંચાડી જશે. ઘરની એવી સર્વ જણસ

મહિને કે વર્ષમાં એક વખત પણ તપાસી ચોપડી સાથે મેળવવી. કોઇ જણુસનો નાશ થયા છતાં પણ તેને કમી કરી ન હોય અથવાતો કોઇ જણુસ નવી સંપાદન કર્યા છતાં તેને નોંધી ન હોય તો તે સર્વે તપાસી તે પ્રમાણે નોંધમાં ન્યૂનાધિક કરવું.

अर्थस्य सङ्ग्रहे चैनां व्यये चैव नियोजयेत्।
शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य चेक्षणे॥

**અર્થ**–પૈસાનો સંગ્રહ કરવાના તથા ખરચવાના કામમાં; ઘર પવિત્ર રાખવામાં, પતિ સંબંધી કાર્ય કરવામાં, દરરોજની રસોઇના કામમાં તથા ઘરનાં વાસણકુસણની તજવીજ રાખવાના કામમાં સ્ત્રીનું ચિત્ત નિરંતર પરોવાય તેમ કરવું.

ઉપયોગી કામની હમેશ નોંધ રાખવી. મોસમમાં ભરી રાખવાના દાણાની યોજના સમયોચિત કરવી. પહેરવા તથા ઓઢવાનાં લૂગડાંનો ઋતુ પ્રમાણે ઉપયોગ કરવો. વસ્ત્ર જ્યારે રંગાવવા જેવાં થાય ત્યારે તેને રંગાવવાં.

ઘરમાં સર્વ વાસણ, કોઠીઓ, હાંલ્લાં, પેટીપટારા પુસ્તકો, લેખનસાહિત્ય (સ્ટેશનરી) અને રાચરચીલાં યોગ્ય સ્થળે વ્યવસ્થાથી રાખવાં. કોઇ પણ પદાર્થ જ્યાં ત્યાં રખડતા રાખવા નહિ. જ્યારે જે પદાર્થનો ખપ પડે ત્યારે તે તત્કાળ મળી આવે એવી રીતે તેને ગોઠવી રાખવા. પદાર્થને વ્યવસ્થાપૂર્વક નહિ રાખ્યાથી હરકોઈ જણુસ ખોળવાને ઘણો કાળક્ષેપ થાય છે, અને વખતે ઘણો શ્રમ કર્યા છતાં પણ તે મળતી નથી ત્યારે ઘણાં અગત્યનાં કામ કરવાનાં હોય તે પણ અટકી પડે છે. ઘરમાં હરકોઇ જણુસ નવી આવે ત્યારે તે કેવી અને કેટલી છે તે હમેશાં ઘરૂણીએ તપાસતાં રહેવું. તેમાં જે રેતી કે રાખથી રખેળી રાખવા

જેવી હોય તેને તે પ્રમાણે રાખવી, જે ઝાટકવા કે વીણવા જેવી હોય તેની તે પ્રમાણે વ્યવસ્થા કરવી. તેને ઉંદર, કોળ, બિલાડી ખાઇ ન જાય તથા અજ્ઞાન છોકરાં વગેરે ફોડી કે ઢોળીવેરીને ખરાબ ન કરે એવી રીતે ભરી રાખવી. કયી કયી જાતનો દાણો સામટો ભરી રાખવો અને તે સળી કે બગડી ન જાયમાટે તેની કેટલે દિવસે સંભાળ લેવી, તથા તેને કેમ સાફસુફ કરવો તેનો અનુભવ લેવો. ચટણી, મસાલા અને અથાણાં કેમ તૈયાર કરવાં તથા સ્વાદિષ્ટ રસોઈ કેમ તૈયાર કરવી અને શીઆળાદિના પાક* કેમ બનાવવા, તેનું પાકશાસ્ત્ર અને અનુભવી તથા વૃદ્ધ

---

* સ્ત્રીઓને લખવા વાંચવાની, ભરત ભરવાની તથા સીવવા વેતરવાની કેળવણીની સાથે રાંધવાસિંધવાની તથા ઘરના બીજા ધંધાના હુન્નરની પણ વિશેષ જરૂર છે. જોકે એવી કેળવણીનેસારૂ ઘર એજ શાળા છે. તદપિ છોકરીઓને લખવા વાંચવાની સાધારણ કેળવણીની જોડે તેવી કેળવણી આપવાની પણ શાળાઓ આપણા દેશમાં સ્થાપન થાયતો તેથી વિશેષ લાભ છે. આ બાબતપર સુધારાના અગ્રેસર અને કેળવણીના હિમાયતી રાવ સાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસે સારૂં લક્ષ આપ્યું છે. તેઓએ છોકરીઓને રાંધવાનું શીખવવાસારૂ પણ વડોદરામાં હાલ એક પાકશાળા સ્થાપી છે. એ શાળામાં કન્યાઓ પાસે પકવાન્ન પડાવી તેની પરીક્ષા સુદ્ધાં લેવામાં આવી છે અને તેમાં તે યોગ્ય નિવડી છે. સ્ત્રી ધંધાને લગતી આવી શાળાઓ વિલાયતમાં તો ઘણી છે પણ આપણા આર્ય દેશમાં તો આ પાકશાળાની પહેલ છે. માટે તે સ્થાપી તેને સારા પાયાપર ચલાવવાની શરૂઆતનું સઘળુ માન ગાયકવાડ સરકારની નિશાળોના એ ડિરેકટર સાહેબનેજ ઘટે છે. બીજી સરકારોએ પણ આ દાખલાનું અવશ્ય અનુકરણ કરી જુદાજુદા ધંધાને લગતી અનેક શાળાઓ સ્થાપવી જોઇએ છે.

સ્ત્રીઓથી પણું જ્ઞાન મેળવવું. નવરાશની વખતે અંગને કેળવવા અને સ્વબુદ્ધિને ખીલવવા પોતાને યોગ્ય ધંધા જેવા કે વીણવું, દળવું, ખાંડવું, સીવવું, ધોવું, ગુંથવું, રેંટીઓ કાંતવો, હીર વીટવું, ભરત ભરવું, ચિત્ર ચીતરવાં એ આદિ શીખવા પ્રયત્ન કરવો. એ ધંધા દુઃખમાં દાઝ જાણનારા અને સુખમાં સંતોષની વૃદ્ધિ કરવાવાળા છે.

વળી દાણા ભરી રાખવાને કોઠીઓ બનાવવી. રાંધવાસિંધવાસારૂ માટીના ચૂલા તથા સગડીઓ કરવી. ઘરમાં ફાટયા તૂટયા પૂરાણા લૂગડાંનો ઢગ વાળવો નહિ. તેમાંથી બની શકે એવાં લૂગડાંની ગોદડીઓ કે બિછાનાં બનાવવાં. તે મેલાં કે ફાટયાં તૂટયાં રાખવાથી માકણ ચાંચણ વગેરેનો ઉપદ્રવ થાય છે. તે ન થાય એટલાસારૂ તેને સાંધીને તથા ધોઈને સાફ રાખવાં. પોતાનાં તથા બાળગોપાળનાં જે લૂગડાં ફાટયાં હોય તે સાંધવા જેવાં હોય તો સાંધવાં. તેને તરત નહિ સાંધવાથી તે વધારે ફાટી નિરૂપયોગી થઇ પડે છે. A stich in time saves nine (એ સ્ટીચ ઇન ટાઇમ સેવ્ઝ નાઇન) એટલે અવસરનો એક ટાંકો નવ ટાંકાનો બચાવ કરે છે. એ અંગરેજી કહેતીનો પણ આજ આશય છે. સવારની પેઠે સાંજના પણ ઘરને વાળીઝાડીને સ્વચ્છ કરવું. સંધ્યા સમયે દીવાબત્તી કરવાં. લૂગડાંલત્તાં સંભાળીને મૂકવાં. તેને રાતના ઉંદર કરડી ખાય નહિ કે તે કોઇ વખત કસારીથી ખરાબ થાય નહિ એવા જાપતાથી રાખવાં. દરરોજનાં તેમજ વારતહેવારનાં વસ્ત્રાભૂષણ મુકરર કરેલી જગાએજ રાખવાં. ઘરને આઠે દિવસે લીપવું તથા વર્ષમાં એકવાર પણ ભીતો ધોળવી કે ધોળાવવી.

કેળવણીથી હરેક ધંધામાં સુધારો વધારો થઇ બહુ લાભ મળે છે. જુઓ હાલમાંજ ઘણી સ્ત્રીઓ કાંતવા અને

દળવા ખાંડવાનું કામ કરનારીઓ છે. કેટલીક અબળાઓ તો પોતાના એજ ધંધાપર ગુજારો કરે છે! પણ જો તેઓ કેળવાયેલી હોત તો યુક્તિ પ્રયુક્તિથી તેના કરતાં કેવા સહેલા, સારા અને ઉપયોગી ધંધા કરી વધારે પૈસા મેળવી પોતાનો ગુજારો કેવી રૂડી રીતે કરી શકત? એક સ્ત્રી જો સવારથી સાયં-કાળ સુધી ઘરમાં વધારેમાં વધારે અચ્છેર સૂતર કાંતી શકે તો તે આખા દિવસમાં બે પૈસા રળે! મોટા મળસકામાં ઉઠી ૩૦ (સાડાત્રણ) મણનો પથરો ખેંચી રાત સુધી દળનારી સ્ત્રી જો એક મણ દળે તો બે આના કમાય! પણ જો તેજ સ્ત્રી આખા દિવસમાં ફક્ત બે અંગરખાં સીવે કે રમત રમતાં એક દિવસે એક ટોપી કે કાંચળીનું ભરત ભરે તો બેશક બહુ પેદા કરી શકે. વળી ચિત્રકળા કે વૈદકનો ધંધો જે સ્ત્રીઓ સારી રીતે જાણતી હોય છે તે તો આબરૂથી હાલના કેટલાક પુરુષ કરતાં પણ સારૂં પેદા કરી શકે તેમ છે. માટે સન્નારીઓ, જો! તમો તમારા ભવિષ્યનું સુખ શોધતાં હો, અને તમારી હમેશની દુઃખી તથા દયા આણવા જોગ હાલતમાંથી છૂટવા ઇચ્છતાં હો, તો તમે તમારા બરના ધંધાની કેળવણી સંપાદન કરો. એક અજ્ઞાન અબળાને પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાનો આધાર દૈવયોગે પોતાની ઉપર આવી પડે છે, ત્યારે તેનું ગુજરાન તે ગધાવહીતરું કરતાં પણ પૂરું કરી શકતી નથી અને અંતે તે અનીતિને માર્ગે પ્રવર્તી ઘોર કર્મ કરે છે. પણ એક સમજુ અને શીખેલી સ્ત્રી તેવી રીતે નહિ વર્તતાં, પોતાનું શિયળ જાળવી, અજ્ઞાન અને બોથડ સ્ત્રી કરતાં પોતાનું ગુજરાન સારી રીતે ચલાવવાને પોતાને લાયક ધંધા શોધી કાઢી તેમાં પ્રવર્તે છે.

ફુવડ અને સુઘડ સ્ત્રીનાં કાર્ય રાત અને દિવસની પેઠે કાળાં ધોળાં છે. તેમની વચ્ચેનો અંતર પણ ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલો છે, અંધકાર અને અજવાળા જેટલો છે, ઝેર અને અમૃત જેટલો છે તથા રાહુ અને ચંદ્રમા જેટલો છે. ફુવડનાં કાર્ય ફજેતી ભર્યાં અને સુઘડનાં સાર્વજનિક શિક્ષણીય હોય છે. ફુવડ સ્ત્રી રાતના સાત વાગે સૂઇ રહી પહોર દહાડો ચઢે ઉઠે છે. પછી આળસ મરડતાં તથા બગાસાં ખાતાં ખાટલા તથા ગોદડાં તળાઇ દોઢ પહોર દહાડો ચઢયા પછી ઉપાડે છે. કચરો પુંજો દશ વાગે કાઢે તો તેનું ભાગ્ય અને વાસણકુસણ તો તેના ઘરમાં આમ તેમ જયાં ત્યાં રખડતાંજ હોય છે. પાણી પીવાનાં લોટાલોટીઓ જોયાં હોય તો તેના પર કેટલોક કચરો પડેલો અને અંદર લીલ તથા ચિકાસ જામેલી જણાય. ગોળા ગોળીઓમાં ભરેલાં પાણી બારિક નજરે જોયાં હોય તો તેમાં પણ પોરા વખતે ખદબદતા હોય! ખાવાપીવાનાં વાસણ પણ ડાઘાડુઘીવાળાં, અને તેમાં એકવાર હાથ ફેરવી જોયો હોય તો ભાગ્યેજ તેને ધોયા વગર ચાલે. ચોપડા તથા પુસ્તકોને તો ઉધાઇ ખાય અને વસ્ત્રનાં તો ઠેકાણુંજ નહિ. બે લબાચા આમ અને બે તેમ પડેલાજ હોય. કોઇ મેલાંદાટ તો કોઇનાં ઉંદરે કાપલા કુપલી વાળેલાં. ગોદડાં તળાઇ તો ચાંચણ માંકણથી ઉભરાતાં અને ખાળકુંડીની દુર્ગંધથી તો તોબા! એક જગાએ ઘઉં તો બીજી જગાએ બાજરી પડેલી. એક ઠેકાણે અડદની તો બીજે ઠેકાણે મગની ઢગલી વળેલી. એમ દાણાનું પણ ઠેકાણું નહિ. કોઇ ફુટેલું ફાનસ ફરફર કરે તો કોઇ સારૂં કોડીઓ વચાળે વા ખાતું પડેલુ હોય. સોનારૂપાનાં આભૂષણ એટલાં મેલાં કે તે કરતાં તો ચળકતાં બાદલી

પિત્તળ અને જર્મન સીલવરનાં ઘરેણાં પણ સારાં હોય! માથાનાં લટીઆં કોઇ કાનપર લટકતાં હોય તો કોઇ મોં પર લબડતાં હોય! કોઇ બાળક ભૂખે તરસે બરાડતાં હોય તો કોઇના માથામાં જૂ ખદબદતી હોય! કોઇ કોહોથકી કોકી ગયાં હોય તો કોઇ બીજા રોગથી રિબાતાં હોય!! રસોઇ તો બેસ્વાદ છતાં તાઢા ગોતા જેવી. ધણીનું અપમાન કરવામાં અગ્રણી. સ્વાર્થ સમજે નહિ પણ પર નિંદામાં પૂરી. નિર્લજ, નફ્ટ અને મદોન્મત પણ તેવીજ. ધર્મનું ધ્યાન નહિ અને શરીરનું ભાન નહિ. એમ ફુવડ સ્ત્રીના ઘરમાં જેની તેની જયાં ત્યાં અવ્યવસ્થા જોવામાં આવે છે. એવી સ્ત્રીના ઘરસંસારનો આ ટુંકો ચીતાર જોતાં માણસ તો ગ્લાનિ પામે.

પણ સુઘડ સુંદરીઓના સદન દ્વારમાં પ્રવેશ કરતાં સર્વ સોના સમાન સ્વચ્છ અને વ્યવસ્થિત દૃષ્ટિગોચર થયા વગર રહેશે નહિ. તે જો એક ગરીબ ઘરમાં નિવાસ કરતી હશે, તોપણ તેનાં ઘરઆગણાં વાળીઝાડી તથા લીપીગુપીને ચોખ્ખાં ચંદની સરખાં રાખેલાં દેખાશે. તેનાં પહેરવા ઓઢવાનાં તથા પાથરવાનાં લૂગડાં લત્તાં નિરખીએ તો તે સર્વ કામ પણ ઝાકઝમાળ અને ટાપટીપવાળુંજ. માટીની ભીતો જો કે ગોબરની ગારે લીપી હોય તોપણ જાણે કે તે સું-દર રંગે રંગેલી હોયની તેમ તે ચળકતી દિસશે. તાંબાપિ-ત્તળનાં જળપાત્ર તથા ખાવાપીવાનાં વાસણ તો આરસા જેવાં ચોખ્ખાં ને ચકચકિત હોય છે. પાણી તો નિર્મળ છતાં જાણે હિમજળજ. રસોઇ તો રસમયજ. કંથ કહે તેનેજ કાયદો સમજીને અહોનિશ તેની સેવામાં તત્પરજ. વસ્ત્ર તો એવાં રાખેલાં કે જાણે કોઇ કાપડીઆની દુકાનેથી આજેજ ખરીદી આણ્યાં હોય તેવાં નિર્મળ! તાંબાપિત્તળનાં

વાસણ તો કોઇ કંસારાને ત્યાંથી આજે લીધાં હોય એવાં ચકચકિત! આભૂષણ તો કોઇ સોનીએ હાલજ ઘડીને આપ્યાં હોય એવાં તેજસ્વી! રાચરચીલાં તો જાણે કોઇ પરચુરણ વેપારીએ વેચવાસારૂ રાખેલાં હોયની તેમજ ગોઠવેલાં! અને ફર્નિચર તો એવું ઝાકઝમાળ કરી યોગ્ય જગાપર રાખેલું હોય છે કે જાણે ઓચિંતા કોઇ ફર્નિચર-વાળાની દુકાનપર ચઢી ગયા એમજ ભૂલભૂલાવો ખવાય! છોકરાં માંદાં પડે તો તેને પાવા કે ચોપડવાનાં ઓષડીઆં તો ગાંધીની દુકાન કે દાકતરના દવાખાનાની પેઠે મૂકી રાખ્યાં હોય છે!!

કોઇ પણ જગામાં નિરુપયોગી કે અવ્યવસ્થિત એક પણ જણુસ જોવામાં આવે નહિ. પરન્તુ ઉપયોગી વસ્તુઓ એવી તો વ્યવસ્થાપૂર્વક ટાપટીપથી ગોઠવેલી જણાય કે જોનારના મનમાં પણ એ સુશીલ સ્ત્રીના ડહાપણનો સહજ ખ્યાલ આવે. તે વાસણ, વસ્ત્ર, પુસ્તક, ખડીઓ, કલમ અને ચોપડા એવા તો નિયમિત ઠેકાણે મૂકે છે કે જ્યારે જે જોઇએ ત્યારે તે શોધખોળ વગર તરત મળી આવે. એક બાજુપર દાણા તો દાણાજ. અને એક બાજુપર મસાલોજ ભરી રાખેલો હોય છે. માતા કોઇ છોકરાંને ખોળામાં રમાડતી હોય, કે કોઇને સ્તનપાન કરાવતી હોય, તો કોઇ છોકરાંને ઘરમાં નિર્દોષ રમત રમતાં તથા કાલુંકાલું પણ મધુરું બોલતાં સાંભળીને, ગમેતેવા દુઃખીને પણ દિલાસો મળે. એમનાં શરીરની સ્વચ્છતા અને એમણે પહેરેલા વસ્ત્રાલંકારથી તો તે જાણે કોઇ સાક્ષાત્ દેવીઓજ બીરાજતી હોયની! ઘરની આજુબાજુ બાગબગીચો બનાવવા જેવી જગા હોતી નથી ત્યારે તે તુલસીના છોડનું કુંડું રાખી તેને ઉછેરવાને ઉત્સુક રહે છે.

## શાર્દૂલવિક્રીડિત.

નારી નિત્ય રહે પ્રસન્ન ન મુકે, સૌભાગ્ય ચિન્હો કદા,
સંભાળે ઘર સાફ વસ્તુ સઘળી, પાત્રાદિ રાખે સદા;
જે સંપત્તિ વિપત્તિ હોય ઘરમાં, તે ના જણાવે કદી,
રાખે લાજ સમાજમાં જઇ જનો, પાસે ન નાખે વદી.
(પંડિત ગટ્ટુલાલજી.)

સુઘડ સ્ત્રીની આવી સંભાળથી તો સાધારણ સદનની શોભા પણ વર્ણનીય થઇ રહે છે. ત્યારે મોટા ઘરની સુઘડ સ્ત્રીઓના સુખવૈભવની તો બલિહારીજ! તે તો જાણે એક ઇંદ્રભવનજ! તેના ઘરમાં ઉપર પ્રમાણેની સર્વ શોભા ઉપરાંત પ્રત્યેક માળના પ્રત્યેક ઓરડા એવા તો જુદી જુદી રીતેજ દેદિપ્યમાન કરી રાખેલા હોય છે કે, તે પ્રત્યેક ઓરડો ગમે તેને મોહ ઉપજાવી તેની દૃષ્ટિને પોતાની ભણી આકર્ષણ કર્યા વગર રહેતો નથી. પહેલો પેઢીસારૂ તો બીજો બેસવા ઉઠવાને યોગ્ય. ત્રીજો ત્રિભૂવનના નાથ (ઈશ્વર)ના સ્મરણસારૂ તો ચોથો ચતુરાના અંતઃપુરસારૂ. પાંચમો પાકશાળાસારૂ તો છઠ્ઠો વિદ્યાભ્યાસસારૂ. સાતમો શયનસારૂ તો આઠમો અલંકારસારૂ. નવમો નહાવા ધોવાસારૂ તો દશમો દરદાગીના તથા વારતહેવારનાં વસ્ત્ર વગેરે મુકવાસારૂજ. એમ નિરનિરાળા ઓરડા તથા ઓરડીઓ તે તે કામસારૂ નક્કી કરી તેને યોગ્ય રીતે સણગારી રાખેલા હોય છે. એ સઘ એવા તો સુશોભિત હોય છે કે તેથી મળતી શોભા અને સુખસગવડથી તો જાણે બીજું સ્વર્ગજ!

માત્ર તેના શયનગૃહનીજ શોભા જુઓ! શયનગૃહમાં નિર્મળ હવા આવવાને પુષ્કળ બારીજાળીઓ હોયછે, તેમાં પણ પશ્ચિમ તરફનો ઉનાળામાં સુખદાયક પવન આવે ત્યાંતો પલંગ. શૃંગારનાં વિધવિધ સાધનો; મધ્યમાં પંખો,

ખુરસી, ટેબલ; બાજુની ભીતને લગતાં કોચ, કબાટ, પુસ્તકાલય, નકશા, ઘડીઆળ; વાંસળી, વીણા, સતાર, હારમોનિયમ, વાજું, ઝાંઝ, મૃદંગ, સારંગી, સરણાઇ, નરઘાં અને નાના પ્રકારનાં વાજીંત્રો; મહાનપુરુષો અને ઈશ્વરાવતારની છબીઓ, ભિન્નભિન્ન જાતનાં ને વિવિધ રંગનાં નૂતન પૂતળાં, પૂતળીઓ, રંગબેરંગી સુંદર ચિત્રો, ભાતભાતના ભરતકામના તથા યાંત્રિકકળા કૌશલ્યના ઉત્તમ નમુનાઓ; અને "પ્રભાતમાં ઉઠી ઈશ્વરનું સ્મરણ કરવું," "સાહસ કામ કરવું નહિ," "હરેક કામ વિચારીને કરવું," "જૂઠું બોલવું નહિ," "લોભ એ પાપનું મૂળ છે," "સાસુ સસરો એજ તીર્થ છે," "સ્વામીસેવા એજ મોક્ષને આપનાર છે." એવા અનેક સુબોધકારક વાક્યરત્નાવળીના કિત્તા પણ શયનગૃહમાં સુખશય્યા સામે રાખ્યા હોય છે; તથા હાંડી, ઝુમ્મર અને તરેહ તરેહવાર તકતા તોરણ વગેરેથી જાણે ઇંદ્રસદન જ બનાવી મૂકેલું જોઈ લ્યો ! અન્ય શોભા કરતાં સુઘડ ગૃહિણીના ઘરની શોભાની તો અવધિ !

કેટલાકો પોતાના ઘરની આગળ કે પાછળ જગા હોય છે તો તેમાં એઠવાડ અને ખાળકુંડીનું પાણી ઢોળી તથા મલ મૂત્રાદિ નાખી તેને દુર્ગંધનો દરીઓ બનાવી મૂકે છે. એથી નઠારી હવા જન્મ પામી રોગોત્પત્તિ થાય છે. પણ જો એ જગાનો જરા સમજથી ઉપયોગ કરવાસારૂ, ઘર આગળની પડતર જગામાં બાગ, અને ઘરની પાછળની જગામાં વાડી કરે, તો તે દુર્ગંધીને ઠેકાણે કેવો સોના સમાન શોભિતો સુગંધમય સુમનોનો બાગ અને ફળદ્રુપ વાટિકા કરી શકાય ? એ કામ પુરુષો કરતાં સ્ત્રીઓનું મુખ્ય છે. માટે સુશીલ સ્ત્રીઓએ ઘરસંસારની યથાર્થ વ્યવસ્થા કર્યા પછી ફુરસદે ઘર આગળની પડતર જગામાં ઉપયોગી ફુલઝાડો

વાવી નાનકડો પણ સુંદર મનોરંજક બગીચો બનાવવો. એમાં કોઇ ત્રિકોણાકાર તો કોઇ ચોખૂણાકાર, કોઇ વર્તુળાકાર તો કોઇ કાચબાકાર, કોઇ સર્પાકાર તો કોઇ અર્ધવર્તુળાકાર એમ વખતે વખત વિવિધ આકૃતિના કંચન જેવા કયારા તૈયાર કરવા. એક કયારામાં ગુલાબ તો બીજામાં જાઇ જૂઇ, ત્રીજામાં મોગરો તો ચોથામાં ચંપો એમ પચરંગી છોડ રોપવા. બાગના મધ્ય ભાગે એક ફુઆરો બનાવી તેને નિરંતર પાણીથી ભરવો. બાગને સ્વચ્છ રાખી પુષ્પવૃક્ષના કયારામાં અને સુંદર રસ્તાપર નિરંતર સાંજ સવાર પાણી છિપાવવું કે સ્વહસ્તે સિંચવું. આવા લીલોત્રીવાળા મનોહર અને ભાત ભાતના સુંદર પુષ્પ, ફળ અને તરકારીથી ભરપૂર બગીચામાં સાંજ સવાર હરવા ફરવાથી ખુશનુમા હવા મળી મગજ તર થાય છે તથા પ્રકૃતિ બહુ સુધરે છે. વળી ઘરની પાછળ જગા હોય તો ગૃહવાટિકા પણ બનાવવી. ગરીબ ગૃહિણીએ તો નાની વાડીમાં શાકભાજી તથા કંદમૂળ વાવી ઉત્પાદક સાધનમાં અવશ્ય વધારો કરવો. વિશેષ નહિ તો ઘરખરચ જોગ મેથી, ધાણા,સવા અને તાંદળીઆની નિરોગી ભાજી તથા કેળ, દાડમ અને લીંબુનાં વૃક્ષ વાવવાં, તથા કારેલાના, કોળાના, આરીઆના ને તુરીઆના વેલા વાડપર કે ઝાડપર ચઢાવવા. ઘર આગળ બગીચો કરવા જોગ જગો ન હોય તોપણ તુલસીના છોડનું એક કુંડું તો ઘરના કોઇ પણ ભાગ પર રાખવું. તુલસીનો છોડ પવિત્ર છે એટલુંજ નહિ પણ તે બહુ ગુણકારી છે. બાગ અને વાડીની શોભાથી ઘર અધિક રળીઆમણું થઇ રહે છે અને તેની સુખદાયી લહેરથી પરમાનંદ મળે છે. આમ જે ગૃહિણીઓ ગૃહકાર્યમાં પાર પડે છે તેજ ઇહલૌકિક તથા પારલૌકિક પરમ સુખ ભોગવે છે.



# સ્વામીસેવા.

સ્વામીસેવા સ્નેહથી, સદા કરે સતીનાર;
સુખમાં દિવસો ગાળતાં, તરી જાય સંસાર.

સ્ત્રીઓના સુધર્મવર્ધક સદનમાં સ્વામીસેવા એ મુખ્ય કર્ત્તવ્ય છે. સ્વામીસેવા એટલે (સ્વામી—પાણિગ્રહણ કર્યાથી જે મન, વચન અને કાયાવડે પૂજવા લાયક સ્વીકારેલો ધણી તે; સેવા—મન, વચન વગેરેથી શ્રદ્ધાપૂર્વક તેને સુખદાયક કર્મ કરવું તે.) પતિની મન-વચન-કર્મથી પૂજા કરી શુદ્ધ શ્રદ્ધાથી આજ્ઞા પાળવી. સંસારરૂપી મહાસાગર તરી પાર પડતાં પુરુષને દુઃખરૂપી અનેક ખડકો અટકાવે છે, તેથી તે હિમ્મત હારી આ સંસારને મિથ્યા માને છે. પણ સર્વેશ્વરની આ સંસારમાંની અનેક અલૌકિક રચનાને કોઇ નિઃસાર ન માને એટલાસારૂ તેણે પૂર્ણ વિચાર કરી નરને નારીરૂપી અનુપમ સાથી આપ્યો છે.

नास्ति भार्यासमो बन्धुर्नास्ति भार्यासमा गतिः ।
नास्ति भार्या समोलोके सहायो धर्मसंग्रहे ॥
(મહાભારત, શાન્તિપર્વ.)

**અર્થ**—પુરુષને ભાર્યા સમાન બીજો મિત્ર નથી, ભાર્યા સમાન બીજી ગતિ નથી અને આ લોકમાં પણ ભાર્યાના સમાન બીજું કોઇ ધર્મસંગ્રહ કરવામાં સહાયકારી નથી.

સ્ત્રી પુરુષના જોડામાં સ્ત્રી સેવક અને પુરુષ સેવ્ય છે, માટે સ્ત્રીએ સ્વામીની સેવા સદોદિત સહૃદયે કરવી. પ્રમદાઓએ આ અસાર સંસારને સારરૂપ કરવાસારૂ પતિ-ભક્તિથી આ લોક અને પરલોકમાં સુખ મેળવવું એજ તેમનો ધર્મ છે, એજ તેમનું ભૂષણ છે અને એજ તેમનું

પહેલું કર્ત્તવ્ય કર્મ છે. એ પ્રમાણે ઘણી પતિવ્રતા પ્રમદાઓએ આ સારરહિત સંસારને સારરૂપ કરી સ્વર્ગને પણ ભૂલાવ્યું છે. એમાં મુખ્ય સીતા, સાવિત્રી, અનસૂયા, દમયંતી, નર્મદા, લોપામુદ્રા, ભોગવતી, દ્રૌપદી, અને પાર્વતી છે. આધુનિક કાળની કુલીન કામિનીઓએ પણ એ સતીઓના સદાચરણની અનુયાયી થઇ પોતાના પ્રાણનાથની પરમેશ્વરતુલ્ય તન–મન–વચનથી સેવા કરવી. સ્ત્રીઓને તો સ્વામીસેવા એજ સર્વોત્તમ કલ્યાણનું ઉત્તમોત્તમ સાધન છે, એજ અભ્યુદયનો આધાર છે, એજ સત્કીર્તિનું સ્થાન છે અને એજ અનેક પ્રકારની મનકામના પરિપૂર્ણ કરનાર કલ્પલતા પણ છે.

પ્રમદાએ પ્રાતઃ સમયે પતિની પહેલાં ઉઠી, ઘરમાં પતિના નિત્ય નિયમની સર્વ સામગ્રી સિદ્ધ કરવી. નાવલીઆને નવરાવવો, જમાડવો, પંખાવડે વા ઢાળવો. અને તેને કામકાજે જવાનાં લૂગડાં વગેરે પણ તૈયાર રાખવાં. કંથ કામકાજ કરીને ઘેર આવે ત્યારે તે, કપડાં વગેરે જે જ્યાં મૂકવા આપે ત્યાં તે મૂકવાં. સવારની પેઠે સાંજના પણ પતિને ભોજન કરાવવું. સૂઈ રહેવાનાં બિછાનાં વખતસર બિછાવવાં; ને જેથી તેનું તનમન સ્વસ્થ રહે તેવા સેવોપચાર કરવા. પ્રાણનાથના પોઢીજવા પછી પોતે પોઢવું. દમ્પતિના અપ્રતિમ પ્રેમસુખ આગળ અન્ય સુખ વૈભવ કશા લેખામાં નથી.

પતિ નાની ઉમ્મરનો, વિદ્યાર્થી કે દુનીઆદારીના અનુભવ રહિત હોય તોપણ પોતાના મુકાબલે તેનું ગૌરવ સમજી પ્રતિ દિવસ પ્રેમભાવ અને શુદ્ધ અંતઃકરણથી પરમેશ્વરતુલ્ય તેની સેવા કરવી. પતિ પેદા કરી શકે એવી સ્થિતિમાં ન હોવાથી અથવાતો તે કમાતા છતાં પોતાની પેદાશનો સ્વતંત્ર માલિક ન હોવાથી, માગેલી જણસ

તરત ન આણી શકે તો ક્લેશ કરી તેને નહિ પજવતાં, જે હોય તેથીજ સંતોષ માનવો. 'સંતોષ એજ સુખનું મૂળ છે અને અસંતોષ એજ દુઃખનું કારણ છે.' પીયુ પરદેશ પધારે ત્યારે સ્ત્રીએ તેની સેવા કરવાને આજ્ઞા લઈ સાથે જવું, ને નિરંતર તેનેજ પસંદ પડતી રીતે વર્તવું. તેનાથી પ્રતિકૂળ રીતે વર્ત્યાથી હરેક કામ કથળી ઘરવ્યવસ્થામાં ધુંચવાડો પડે છે તેથી કાંઈ સુધારો થઇ શકતો નથી. માટે જો સંસાર સારરૂપ કિંવા સુખમય કરવો હોય તો પતિના મતનાં અનુયાયી થવું. પતિના વિચાર વિરૂદ્ધ વર્ત્તવું નહિ, પણ તેના સદ્વિચારને અનુમોદન આપવું. પતિને અસકે ને ટસકે જેમાં તેમાં ઉતારી પાડવાને બદલે તેની પ્રતિષ્ઠા વધે તેવા ઉપાયો યોજવા. પતિ દુઃખથી પીડિત હોય અને તેને કાંઇ ચેન પડતું ન હોય ત્યારે તેના દુઃખને વિસારે પાડી દિલાસો તથા ગમત આપવાસારૂ તેની આગળ નીતિનાં, પ્રીતિનાં, તથા શુભ રીતિનાં, ચતુરાઇનાં અને સ્વધર્મોદ્ધારક પુસ્તકો વાંચવાં; અથવા આનંદકારક અદ્ભુત રસિક વાત કહેવી. પણ અનીતિ અને અધર્મ પ્રવર્ત્તક પુસ્તકો વાંચી કે તેવીજ નિઃસાર અને નિરસ વાત કરી પતિ પ્રત્યેનો તથા પોતાનો સ્ત્રીધર્મ એ ઉભય ધર્મો ચૂકી अतो भ्रष्ट ततो भ्रष्ट થવું નહિ.

આ ભૂમંડળમાં ભાર્યાને ભર્તા જેવો બીજો કોઇ પણ પરમ પવિત્ર મિત્ર નથી. પતિ એ પત્નીનું પરમ દૈવત અને ગુપ્ત ધન છે. એના વડેજ તે નાનાપ્રકારના વૈભવો ભોગવી શકે છે, એના વડેજ તેનું સૌભાગ્ય અખંડ રહે છે, એના વડેજ તેના સર્વાંગે સણગાર શોભે છે, એના વડેજ તે અનેક પ્રકારની ક્રીડા કરી શકે છે, એના વડેજ તે સત્પુત્ર રત્નની પ્રાપ્તિ કરી શકે છે, એના વડેજ તે અષ્ટમાસિદ્ધિ અને નવે નિધિ મેળવી શકે છે, અને ટુંકામાં એના વડેજ તે

આ લોકમાં અલૌકિક સુખ ભોગવી પરલોકમાં પણ સ્વામીની સંગિની થઇને નિષ્પ્રતિમ સુખસુધારસનું પાન કરેછે, અને એની સેવાવડેજ તેને દેવ, દાનવ ને માનવમાં માન મળે છે. માટે પવિત્ર પત્નીએ તેનેજ પોતાનો આત્મા, તેનેજ પોતાનો પરમપ્રિય મિત્ર, તેનેજ પોતાના હૈયાનો હાર, તેનેજ પોતાના જીવનું જીવન, તેનેજ પોતાની આંખની કીકી, તેનેજ પોતાના મસ્તકનો મણિ અને તેનેજ સર્વસ્વ માની તેની ઘણી શ્રદ્ધાથી, પ્રીતિથી, અને ઉત્સાહથી પરમેશ્વર પ્રમાણે સેવા કરવી. પતિના અનન્ત કોટિ ઉપકારનો બદલો વાળવાને પત્ની અશકત છે, તથાપિ જે કર્યાથી પોતાના પ્રાણપ્રિયનું પ્રિય, અને શ્રેય થતું હોય તે કરવાને કદી પાછી પહાની કાઢવી નહિ. પ્રસિદ્ધ ધર્મોપદેશક પંડિત વર્ય શ્રી ગટ્ટૂલાલજીએ દામ્પત્ય ધર્મોમાં કહ્યું છે કેઃ—

### શાર્દૂલવિક્રીડિત.

ઝાઝું બાહર ના ફરે પરનરો, સાથે ન વાતો કરે,
લજ્જા ચિત્તવિષે ધરે ન જનમાં, ઊંચે સ્વરે ઉચ્ચરે;
સેવા પ્રેમ ભરે કરે પ્રિયતણી, તેના શ્રમોને હરે,
કાંઈ ગુપ્ત ન આચરે ગુરુજને, શિક્ષા કરી આદરે. ૧

નારી નિત્ય સહાય થાય પતિને, ધર્મો કરે તેહમાં,
કો કાળે પ્રિયથી વિયોગજ નહીં, ઇચ્છે રહી સ્નેહમાં;
પાળે પોષણથી પ્રજા અશુભ જે, ધારે ન તે દેહમાં,
સંભાળી સહુ વાપરે સ્વપતિ જે, લાવી મુકે ગેહમાં. ૨

કેટલીક અનાર્ય અબળાઓ પોતાનો પતિ પોતાનેજ દેખે અને પોતાના કહેવા પ્રમાણેજ તે વર્ત્તે, એવા હેતુથી તેને વશ કરવાને અનેક ધૂર્ત્તપણાં કરે છે. કોઈ જોગી, જતી, વેરાગી ને ભૂઆ પાસેથી પ્રાણનાથને વશ કરવા સારૂ ચીઠ્ઠી, દોરા, ભસ્મ અને માદળીઆં મંત્રાવી લઇ તેના કહેવા પ્રમાણે તેનો ઉપયોગ કરે છે. આથી ઘણા પ્રકારના

અનર્થ થાય છે. પતિને વશ કરવાસારૂ ઠગ લોકોએ આપેલી માત્રા વગેરે ઓષડ પોતે ખાવાથી અથવા પોતાના પ્રાણજીવનને ખવરાવવાથી દૈવયોગે "લેને ગઇ પૂત્ત ઓર ખો આયી ખસમ" એવા નિઃસીમ દુઃખદાયક બનાવો બને છે. માટે પોતાનું, પોતાના પ્રાણવલ્લભનું, અને પોતાની પ્રજાનું પ્રિય ચહાનાર સર્વ સ્ત્રીઓએ ખાત્રીથી માનવું કે એવા પાખંડી લોકોને મંત્ર તથા જંત્રાદિ આગમ નિગમ વિદ્યાનું જ્ઞાન હોતું નથી, માટે તેમનાથી કદાપિ ઠગાઇ પતિ વશ કરવાને એવાં પ્રેમરહિત અને પ્રાણઘાતક સાધન યોજવાં નહિ. એ તો દુષ્ટ સ્ત્રીઓનાંજ કુકર્મ છે. એવી સ્ત્રીઓ ક્ષણિક સુખનેસારૂ પોતાની જાતને, જ્ઞાતને, ગોત્રને અને કુળને કલંક લગાડે છે. એથી તો પતિનો જે પ્રેમ હોય છે તેનું પણ નિકંદન થઇ વિખવાદ વધે છે માટે પતિને વશ કરવાની એ વિદ્યાજ નથી.

પતિને વશ કરવાની કે પંડે તેને પ્રિય થવાની વશીકરણી વિદ્યાચાતુરી તેની ઇચ્છાનું અનુવર્તન એજ છે. માટે તેની સેવામાં નિરંતર તત્પર રેહવું; તેને પસંદ પડતાં પવિત્ર આચરણ રાખવાં; તેના હુકમને માન આપવું; તેના વચનનું વિપત્તિમાં પણ ઉલ્લંઘન કરવું નહિ; ને જે જે વખતે જે જે કામ કરવાનાં કહે તે વિસ્મરણ ન થાય માટે સંભારીને કે લખી રાખીને તે પ્રમાણે કરવાં; તેના ભાઇ ભાંડું તથા મિત્રને યોગ્ય માન આપવું, પણ તેના શત્રુને તો પોતાનો શત્રુજ લેખવો; પોતાથી કોઇ ખોટું કામ કે નુકસાન થયું હોય તો તેની પ્રથમથીજ ક્ષમા માગવી પણ ભરથારથી ભય પામીને કોઇ કામ છુપાવવું નહિ કે તેમાં કદી જુઠું બોલવું નહિ; તે કોઇ વ્યાવહારિક કામમાં પણ પોતાની સંમતિ ન લે અથવા પોતાને કશામાં

ન ગણે તોપણુ તેની ઇર્ષા કે અવગણુના કરવી નહિ; તેને ગમે તેવી ગુપ્ત વાત કહેતાં કશી આશંકા નહિ આણતાં મોકળા મનથી કહેવી; તેની કાંઇ ખોડખાંપણુ કહાડી નિંદા કરવી નહિ, પણુ તેના પ્રત્યેક કામ તરફ પ્રસન્ન દૃષ્ટિથી જોઇ પ્રશંસા કરવી; ને ભૂલ જણાય તો મર્યાદા સહિત નિર્મત્સરપણે બતાવવી; તેના પર વિશ્વાસ રાખવો પણુ કદાપિકાળે વિશ્વાસઘાત કરવો નહિ; તેને પોતાના પ્રાણાંત સુધી મદદ કરી તેના પહેલાં પોતાનું મૃત્યું ઇચ્છવું; તે ગુસ્સાથી કે દુઃખથી લઢે વઢે, કડવાં વચન સંભળાવે અથવા કોઈ વખત મારે તોપણુ ગુસ્સે થઇ તેની સામે ઊંચે સ્વરે બોલવું નહિ; તેના રૂડા કામની આડે આવવું નહિ પણુ તે ધર્મથી વિરૂદ્ધ કામ કરે કે કરવાનું કહે તો યુક્તિ, પ્રયુક્તિ અને દૃષ્ટાંતથી તેને તેની ભૂલ બતાવવી એ અવશ્યનું છે. પોતાના શરીર ઉપરની ટાપટીપ અને વસ્ત્રાલંકાર સજી તેને રીઝવવા કરતાં પોતાના બાહ્યાંતર સદ્‌ગુણુથી તેને વિશેષ મોહ પમાડવો; તે કોઇ નઠારા છંદમાં પ્રવૃત્ત હોય તો તેને તેમાંથી નિવૃત્ત થવા વિનયથી ઉપદેશ કરવો. વિનયથી વેરી પણ વશ થાય છે તો વર વશ કાં ન થાય? વળી વિવેક તો દશમો નિધિ કહેવાય છે. विवेको दशमो निधिः

## છપ્પો.

"વિનયતણો વિવેક, સજન સઘળામાં શોભે;
વિનયતણી વિદ્યાય, તે સ્થિર થાવર થોભે;
વિનયથકી સૌ લોક, મુજરા આપે મળી આઝા;
વિનયથકી વિખવાદ, કરે ન રંક કે રાજા;
છે વિનયજ મોટો વિશ્વમાં, વિનય ધરમ મારગ ધસે;
**સામળ** વિદ્યા વશિકરણુની, વિનય વિશે વાસો વસે."

પતિ કહેવા પ્રમાણે ચાલતો હોય કે ન ચાલતો હોય; તે માગ્યા પ્રમાણે આપતો હોય કે ન આપતો હોય; તે પાલનપોષણ કરતો હોય કે ન કરતો હોય; તે મનકામના પૂરી પાડતો હોય કે ન પાડતો હોય; તે વિશ્વાસ રાખતો હોય કે ન રાખતો હોય; તે જોઇતી ચીજ લાવી આપતો હોય કે ન લાવી આપતો હોય; તે લગ્નકાળની પ્રતિજ્ઞા પાળતો હોય કે ન પાળતો હોય; તે સદાચરણી હોય કે ન હોય; તે ધર્મ-કર્મ-અર્થમાં સામેલ રાખતો હોય કે ન રાખતો હોય; તે શાસ્ત્રમાં કહેલા પત્ની પ્રત્યેના ધર્મ પ્રમાણે વર્તતો હોય વા નવર્ત્તતો હોય; તે ઘરમાં રાખતો હોય યા ન રાખતો હોય તોપણ મન-વચન-કર્મથી તેના હિતમાં તત્પર રહેનાર, સ્વપ્નામાં પણ તેનો ત્યાગ નહિ કરનાર, તેના સુખમાં સુખ માનનાર, તેના દુ:ખે દુ:ખી થનાર અને ટુંકામાં તેના વખત પ્રમાણે વર્ત્તનારને પતિ વશ કરવાની બીજી કોઇ રીતિ કે કૃતિની જરૂર પડતી નથી. તેને તો તેજ તંત્રમંત્ર છે, તેજ વશીકરણ વિદ્યા છે અને તેજ ખરો કીમિયો છે.

સ્વામીને પરમેશ્વરસમાન, સાસુસસરાને તીર્થસમાન, જેઠજેઠાણીને માવિતરસમાન, દીએરને દીકરાસમાન, દેરાણીને દીકરીસમાન અને બીજાં સંબંધીઓને ભાંડુસમાન ગણવાં. સારાંસારાં લુગડાં અને કીમતી ઘરેણાં માગી પતિને વારંવાર પજવવાથી તેનો અખંડ પ્રેમ રહેતો નથી, માટે તેની શક્તિ પ્રમાણે તેનાથકી જે વખતે જે મળે તેથીજ સંતોષે રહેવું. એમાંજ પત્નીનું ગૌરવ, એમાંજ માન અને એમાંજ સુખ સમાયલું છે. પત્નીને પતિના ધર્મ કૃત્યમાંથી અરધો ભાગ શાસ્ત્રોક્ત રીતે મળે છે, તેમજ લોકાચાર રીતે લોકોમાં પણ તેના માનમાંથી ભાગ મળે

છે. માટે કોઇપણ વાતમાં પતિને હલકો ન પાડતાં તેના માન અને મહત્વમાં વૃદ્ધિ થાય એવા ઉપાય યોજવા. કેવળ પતિના હાથપગ ધોઇ તેનું જળપાન કરનાર કે તેનું જુઠણ ભોજન જમનાર સ્ત્રી સાધ્વી કહેવાતી નથી, પણ પતિમાં અવિચળ અને નિષ્કપટ પ્રેમ રાખી તેની મરજી પ્રમાણે અનુસરનારી આર્ય મહિલાઓ પતિવ્રતા કહેવાય છે. જે સ્ત્રીઓ અજ્ઞાનતાથી અયોગ્ય કામ કરે છે તેજ પતિથી કડવાં વચન સાંભળે છે, માર ખાય છે અને માનભંગ પણ થાય છે. પરન્તુ જે સમજુ સ્ત્રી પોતાની યોગ્યતા ઉપરાંત કામ નહિ કરતાં નિર્લોભતાથી પતિને ક્ષણેક્ષણે મદદ કરે છે, પોતાના સનાતન ધર્મ પ્રમાણે વર્ત્તે છે અને નિર્મળ, નિષ્કપટ, દક્ષતા, સરળતા અને સુશીલતા વગેરે સદાચરણ પાળી પતિની આજ્ઞાને અનુસરે છે તેજ સ્ત્રીઓને ધન્ય છે એવી ગુણજ્ઞ રમાને પરહરી પતિ કદી કુપંથે ચઢતો નથી. આગ્રાના એક બાદશાહની બેગમે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના વંશમાં શ્રીગોપીનાથજી દીક્ષિત કરીને થયા હતા તેમની પાસે, પતિ વશ કરવાસારૂ કાંઇ મંત્ર માગ્યો, ત્યારે તેમણે બેગમને કહ્યું કે, પતિને વશ કરવામાટે જાદુ, જંત્ર, તંત્ર કે મંત્ર કાંઇ કોઇએ કરવું નહિ; માત્ર કંથ કહે તેમ કરવું એટલે તે પોતાની મેળે વશ થાય છે. એમ કહી મંત્રને ઠેકાણે તેને તેજ મતલબનો નીચલો દુહો તેના અત્યાગ્રહથી એક માદળીઆપર લખી આપ્યો:—

જાદૂ ટોણા જંત્ર કુનિ, મંત્ર કરો જિન કોય;
કંત કહે સો કીજિયે, આપહિસું બસ હોય.

પતિ ઉદ્યોગથી નિરાશ થાય ત્યારે તેને હિમ્મત તથા ઉત્સાહ આપી તેની ઉદાસી ટાળવી અને તે પુનઃ પુનઃ ઉદ્યોગ કરવા લાગે તેવો યત્ન કરવો. શયનગૃહમાં

ઘણો કાળ નિવાસ કરવાથી આળસ વધી ઘણાં અગત્યનાં કામ અધુરાં રહી જાય છે, માટે જરૂરનાં કાર્ય સિવાય તેમણે એવી એકાંત જગામાં વધુ વખત રહેવું નહિ. દમ્પતિએ પોતાનો કાળ હળીમળી, તથા સારયુક્ત વિનોદ વાર્તા અને રૂડાં કાર્ય કરીને ગાળવો. હિતોપદેશમાં કહ્યુંજ છે કેઃ-

"કાવ્ય શાસ્ત્ર વિનોદમાં, કાળ સુજ્ઞનો જાય;
વ્યસન ઉંઘ ને કલહમાં, મૂર્ખતણો ખોવાય."

અર્વાચીન કાળની મીનળ દેવી, કર્મદેવી, વીરમણી, કમળાવતી, કર્ણવતી અને દુર્ગાવતી વગેરે ઘણી રજપૂતાણીઓ ધર્મ અને શૂરાતનાદિ સદ્‌ગુણો વડે પોતાના પતિ વગેરેને હિમ્મત આપી ઘરકુંટુંબનુંજ નહિ પણ આખા રાજ્યનું રક્ષણ કરવામાં સહાયભૂત થઇ હતી. તેઓમાંની કેટલીકે તો માથાપર મુગટ, શરીરપર બખ્તર અને કમ્મરે તલવાર લટકાવી તથા હાથમાં ધનુષ્ય બાણ લઇ ઘોડા કે હાથીપર સ્વાર થઇ યુદ્ધના મેદાનમાં હિમ્મતથી સેના સહિત જઈ રણભૂમિને ગજાવી મૂકી પોતાનો ટેક સાચવ્યો હતો. તેઓએ ઘણી વાર યવન રાજાઓનો પરાજય કરી વિજયધ્વજ ફરકાવ્યો હતો. પોતાની બહાદુરી અને કળાકૌશલ્યથી મહાન્ મોગલ બાદશાહ અકબરની સામે પણ યુદ્ધ કરી તેને રણસંગ્રામના મેદાનમાંથી ભગાડયો હતો! જુદ્ધમાં મરણતુલ્ય થઇ પડવાથી જેનામાં બોલવાની શકિત પણ રહેતી નહિ તે બીજા વીરોને યુદ્ધથી નિવૃત્ત થવા નિરુત્સાહ કરાવતી નહિ, પણ તેને સજ્જ થઇ યુદ્ધે ચઢવાને સાનમાં સમજાવતી હતી. પતિધર્મ સારૂ રાજ્યના રક્ષણસારૂ, ધર્મોદ્ધારસારૂ અને સ્વદેશ કલ્યાણસારૂ તેઓએ પોતાનો પ્રિય આત્મા અર્પણ કરીને રજપૂત ટેક દાખવ્યો હતો. એ રાણીઓ જેવી

અનુપમ સૌંદર્યવાળી, તેવીજ તે નીતિમાન્, બુદ્ધિમાન્ અને હિમ્મતવાન્ પણ હતી. વીર રજપૂતાણીઓ પોતાના પતિ અને અન્ય સહોદરભાઇઓને યુદ્ધ પ્રસંગે હિમ્મત આપી એવાં શૌર્યનાં વાકય કહેતી કે, "યુદ્ધમાં મરણનો ભય રાખશો નહિ" જગત્‌માં કોઇ અમર રહેવાને અવતર્યું નથી પણ મહત્તાનાં કામમાં જે આત્માર્પણ કરે છે તેજ અમર છે." "તમારા ઘોડાને શત્રુની લોહીની નદીમાં તરતો કરજો." "હિમ્મત, ઉદ્યોગ તથા યત્નની સાથે સ્વદેશનું રક્ષણ કરવામાં મરણ થાય તોપણ પાછું વાળી જોતા નહિ, હું તમારી પરલોકમાં પણ અર્દ્ધ ભાગિની થઇશ." "રણભૂમિમાંથી ભાગી આવવાના કરતાં ત્યાં દેહત્યાગ કરવો શ્રેયસ્કર છે." "મોંતથી મરવા કરતાં યુદ્ધમાં મરદાઇથી મરવું ભલું છે, તેથી કીર્તિ છે અને મુક્તિ પણ છે." એ વાતનું પ્રમાણ પણ ગીતાના બીજા અધ્યાયમાં શ્રી કૃષ્ણ ભગવાન્‌ની અર્જુન પ્રત્યેની ઉક્તિમાં સ્પષ્ટ જણાય છે.

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥

**અર્થ**–હે કુન્તિ પુત્ર યુદ્ધમાં જો હણાશે તો સ્વર્ગ પામશે,, અને જીતશે તો પૃથ્વી ભોગવશે, માટે (બેઉ તરફ લાભકારી એવા) યુદ્ધ વાસ્તે નિશ્ચય કરીને ઉઠ.

બારમી સદીના મધ્ય સમયમાં દિલ્લીનો પાદશાહ પૃથ્વીરાજ પોતાની પદ્મિની સંયુક્તાના મોહપાશમાં એટલો તો પ્રેમલુબ્ધ થઇ ગયો હતો કે રાજ્ય કેમ ચાલે છે તથા તેમાં શું થાય છે ને શું નથી થાતું તેની પણ તેને ખબર નહોતી. જ્યારે તે ઉત્તમ દામ્પત્યસુખ અનુભવતો હતો ત્યારે શાહાબુદ્દીનગોરી દિલ્લીપર ચઢી આવ્યો હતો. એ વેળાએ માતૃભૂમિનું રક્ષણ કરવાને સંયુકતા તત્પર

થઈ હતી. તેણે થોડીવાર તો એવા તર્ક વિતર્ક કર્યા કે, "યવનોની સામે કેવી રીતે યુદ્ધ કરવું, રાજ્યના રક્ષણને સારૂ કેવા ઉપાયો યોજવા, અને શત્રુનો પરાજય શાથી થાય." એજ વિચારમાં સંયુક્તાએ પ્રાણ પતિને હિમ્મત આપી રણક્ષેત્રમાં શાહાબુદ્દીનની સામે જવાને પ્રાર્થના કરી. પ્રાણવલ્લભાનાં હિતકારક વચન સાંભળી પૃથ્વીરાજ ઉત્સાહિત થઇ, યુદ્ધનાં જે શસ્ત્ર સંયુક્તાએ સજાવ્યાં તે સજી સેના સહિત શત્રુ સામે ધાયો. શત્રુનો પરાજય કરી વિજય વિજયના શ્રી ઘોષ સહિત પાછો રાજધાનીમાં આવ્યો હતો. આ જયનું માન તો પોતાના પતિ પૃથ્વીરાજને ઉદ્યમી કરનાર સતી સંયુકતાનેજ ધટે છે.

પતિનું મંગળ ચહાનાર, તેની નિરંતર સેવા કરનાર, તેના સુખદુ:ખમાં ભાગ લેનાર, આપત્તિમાં મદદ કરનાર અને પોતાના પતિનો સત્ય ધર્મ સાચવવાસારૂ, પોતાના પ્રિયપુત્ર સહિત પોતે પણ વેચાઇ પતિવ્રતાનું મહાત્મ્ય દેખાડનાર અનેક દાખલા પુરાણ પ્રસિદ્ધ છે. અને તે સર્વ લોકો તેમાં પુરાણપ્રિય પાઠકો તો પુનઃ પુનઃ સંભળાવે છે. કંગાળ કંથની સેવક થઇ રહેનાર સ્ત્રીઓ પણ અનંત દુ:ખ દૂર કરીને અગણિત સુખ મેળવે છે, એ તેની પતિભક્તિ-નોજ પ્રભાવ છે. સીતા અને દમયંતીને તેમના પતિએ વનવગડાનાં નિવાસી કર્યા છતાં, તેમનું અપમાન કર્યા છતાં અને તેમના માથાપર આળરૂપી દુ:ખનાં ઝાડ ઉગાડયા છતાં પણ તેઓએ કોઈ વખત પતિપર રોષ કર્યો નથી કે તેઓ તેમના સનાતન પત્નીધર્મથી ચળી નથી. સત્યવાદી રાજા હરિશ્ચંદ્રે પોતાનાં સ્ત્રીપુત્રને એક બ્રાહ્મણને ત્યાં વેચ્યાં ત્યારે તે ખુશીથી ગયાં, પણ તેણે પોતાના પતિની ઇચ્છાનું ઉલ્લંઘન કે આજ્ઞાની અવગણના કરી નથી. પતિસેવા વગર જપ, તપ અને આત્મા પરમાત્મા સંબંધી જ્ઞાન

મેળવી સ્વર્ગે જનાર સ્ત્રી પણ પવિત્ર ગણાતી નથી એવું ઇંદ્રનું વચન સાંભળીને નર્મદા જેવી ઉગ્ર તપસ્વિની સ્વર્ગથી મૃત્યુ લોકમાં આવી. કૌશિક જેવા બહુરોગીનું તેણે પાણિગ્રહણ કર્યા પછી મન-વચન-કર્મથી તેની સેવા કરી ત્યારે તે સ્વર્ગમાં પણ પવિત્ર ગણાઇ. ભોગવતી જેવી ભાગ્યશાળી રાજકન્યાએ નાગ (સર્પના રાજા) જેવા ભયંકર પતિને વર્યા પછી તેની પૂર્ણ પ્રેમથી ભક્તિ કરી, તો તેનો ઝટ ભવિષ્યોદય થયો અને આ લોક તથા પરલોકમાં મહાસુખને પામી. પતિભક્તિના ફળની આખ્યાયિકાઓ શીખામણ લેવા યોગ્ય છે. અત્રિ ઋષિની ધર્મપત્ની સતી અનસૂયાએ, હજારો ગાઉ ફરતાં પાણી, લીલાં પાંદડાં, પુષ્પ, ફળ કે કંદમૂળ પણ ન મળે એવી અનાવૃષ્ટિનાં અસહ્ય દુઃખ સો વર્ષ સુધી સહન કર્યાં હતાં!! પણ પતિ સેવાના પોતાના સનાતન ધર્મથી ચળી નહિ; તો ત્રિભુવનમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તથા મનુષ્યોને પૂજવા યોગ્ય થઇ એટલુંજ નહિ, પણ માંડવ્ય મુનિના શાપથી નર્મદા જેવી પોતાની સહચરીના મરણ પામેલા આધિ-વ્યાધિ-ઉપાધિના મૂળરૂપ પતિ કૌશિકને પોતાના પતિવ્રતના પ્રભાવવડે જીવતો અને નવ યૌવન કર્યો. માટે પતિવ્રત ધર્મના ચમત્કારની ચંદ્રિકા તે દિવસથી ખીલીજ રહી છે. પોતાનો જન્મ-મરણનો ફેરો સફળ કરી કૃતાર્થ થવાની અભિલાષા રાખનાર સ્ત્રીઓની કૃતાર્થતા તો સ્વામી સેવા, સ્વામીસેવા અને સ્વામીસેવામાંજ છે.

મનુસ્મૃતિના પાંચમા અધ્યાયમાં કહ્યું છે કે,

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥१५५॥

**અર્થ**—સ્રીને પોતાના ધણીથી જુદા યજ્ઞનો, જુદા વ્રતનો અને જુદા ઉપવાસનો અધિકાર નથી. પતિની સેવા થાય તે પ્રમાણે ચાલેથી તે સ્રી સ્વર્ગમાં પણ પૂજાય છે.

ધર્મ-અર્થ-કામ ને મોક્ષ પણ પતિ સેવાથીજ પ્રાપ્ત થાય છે. સપ્રેમાંતઃકરણથી સ્વામીસેવા કરનાર સુંદરીઓને ત્રિલોકમાં-સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાં-કોઈ પણ પદાર્થ પ્રાપ્ત થવો અશકય નથી. જે સ્રી પતિની ઇચ્છાને અનુકૂળ હોય છે, પતિના પ્રિય અને હિતમાં તત્પર રહે છે તથા સદાચાર પાળે છે તે આ લોકમાં સત્કીર્તિ અને પરલોકમાં ઉત્તમ ગતિને પામે છે. પતિનું વચન પાળવું એ પત્નીનો મુખ્ય ધર્મ છે. માટે તે જે કહે તેને પુષ્પની પેઠે માથે ચઢાવી વેદના વચનરૂપ, સ્મૃતિના શિક્ષણરૂપ અને પુરાણના પ્રસિદ્ધ પ્રમાણરૂપ સમજી સન્માન આપવું. શ્રીમદ્‌ભાગવત્ દશમસ્કંધ અધ્યાય ૨૯મામાં કહ્યું છે કેઃ-

"જે સાથે ધરસૂત્ર, પરણી માંડીયેરે;
પતિ જાણો પરમેશ્વર, તેને કેમ છાંડીયેરે."

પતિ રોગી, રીસાળ, દરિદ્ર, વઢકણો, કૃપણ, ક્રોધી, ક્રૂર, કાળો, કુબડો, બોબડો, શઠ, જુગારી, અજ્ઞાન, અપંગ અને અંધ ઈત્યાદિ ખોડવાળો હોય તોપણ તેની સાથે શાસ્ત્રોક્ત રીતે લગ્ન કર્યા પછી તેને છોડી દેવાને શાસ્ત્રની આજ્ઞા તેમ લોકમત નથી. તે ગમેતેવો અધમ, રોગી કે ક્રોધી હોય તોપણ તેની સેવાથીજ અનહદ સુખ મળે છે. એમ વેદ વગેરે મહાશાસ્ત્ર અને પુરાણાદિથી પૂરવાર થાય છે. માટે પતિ દુરાચારી કે દુર્ગુણી થઇ ગયો હોય તોપણ તેની સ્રીએ તેની સંભાળ લેવી જોઇએ. એવી રીતે જે સ્રી પતિની સંભાળ લે નહિ તેને મનુએ સ્પષ્ટ રીતે શિક્ષા ફરમાવી છે.

મનુસ્મૃતિના નવમા અધ્યાયમાં કહ્યું છે કેઃ-

अतिक्रामेत्प्रमत्तं या मत्तं रोगार्त्तमेव वा।
सा त्रीन् मासान् परित्याज्या विभूषणपरिच्छदा॥९८॥

**અર્થ**—ભતાર જુગારી, દારુડીઓ, રોગી થઇ ગયો હોય અને સ્ત્રી તેની સંભાળ ન લે તો તે સ્ત્રીનો ત્રણ માસ પર્યંત ત્યાગ કરવો. તેનાં આભૂષણ તથા ઘરનો સામાન પણ તેની પાસેથી લેઇ લેવો.

લોપામુદ્રા એક રાજકુંવરી છતાં અગસ્ત્યઋષિને પરણી હતી. આ મુનિની સંપત્તિમાં, રહેવાને એક પર્ણકુટી પહેરવાને વલ્કલ વસ્ત્ર, પાણી પીવાને કમંડલુ અને રક્ષણમાટે લાકડાનો દંડ એટલુંજ હતું, માટે તેના પિતાએ લગ્ન સમયે તેને સાસરવાસામાં રાજપુત્રીને યોગ્ય વસ્ત્ર તથા આભૂષણાદિ આપ્યાં. પણ લોપામુદ્રાએ પોતાના પિતાને ત્યાંથી મળેલા રત્નમય અલંકાર દૂર ફેંકી, પતિને અનુરૂપ ઝાડપાલાના પોષાકથી ભૂષિત થઈને વાઘવરૂ જેવાં ફાડી ખાનાર ક્રૂર પ્રાણી જયાં વસે છે એવા અરણ્યમાં આનંદથી વર પાછળ વિચરી દિવસ નિર્ગમન કર્યા હતા, એ કોનું અજાણ્યું છે! જે કુંવરીની તહેનાતમાં ઘણી દાસીઓ રહેતી હતી. જેઓ તેને બગાસું આવે ત્યારે ચપટીઓ વગાડતી અને છીંક આવે ત્યારે પણ ખંમાખંમા કહેતી હતી, જેનું શરીર હીરા મોતીથી ભરેલી સુંદર સાડી અને ઝવેરાતથી આચ્છાદિત થઈ રહેતું, જે મણિમય મહેલમાં રહી સોનાના હિંડોળે હિંચતી હતી, જેની સુખ—સજયામાં એક વાળપણ રહે તો તે ખુંચતો હતો, જેણે જન્મથી ટાઢ કે તડકો જોયો નથી, એવી સ્વામીને મનવચનકર્મથી એકરૂપ સમજનાર પરમ પવિત્ર લોપામુદ્રાનો આ કેવો સંતોષ!

પાંડવોની સ્ત્રી દ્રૌપદી એતો સ્વામીભક્તિ, સત્યતા અને પ્રેમનીજ મૂર્ત્તિ હતી. પાંડવો જુગારમાં હાર પામવાથી

દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચાયાં તોપણ તે પતિપર અભાવ ન લાવતાં તેર વર્ષ સુધી પતિના વનવાસના દુઃખની ભાગિની થઈ રહી. આજ્ઞાંકિત અને પતિ ભક્તિમાં પણ તે પૂરી હોવાથી મહાભારત ગ્રંથમાં પણ તેના બહુ ગુણ ગાવામાં આવ્યા છે પાંડવો-ભીમ, અર્જુન, સહદેવ, નકુલ અને યુધિષ્ઠિરે–જયારે હિમાલય ઉતરી સ્વર્ગે જવાનું 'પણ' લીધું ત્યારે પણ બરફની જમીનમાં ચાલવાનું તથા ટાઢ, પવન, અને વૃષ્ટિનું અસહ્ય દુઃખ સહન કરી પતિ સેવાસારૂ દ્રૌપદીએ સાથે જઈ પ્રાણ અર્પણ કર્યો હતો।

एतद्धा परमं नार्य्याः कार्य्यं लोके सनातनम्।
प्राणानपि परित्यज्य यद्भर्त्तृहितमाचरेत्॥

(મહાભારત, આદિપર્વ.)

અર્થ–આ લોકમાં નારીઓનો નિરંતરનો ધર્મ એ છે કે પ્રાણ તજવો પડે તો તે તજીને પણ સ્વામીના હિતમાં તત્પર રહેવું.

ચક્રવર્તી અશ્વપતિ રાજાની એકની એક માનીતી પુત્રી સાવિત્રી, એક દિવસે પોતાની દાસીઓને લઇ તપોવનમાં મુનિઓનાં દર્શન કરવા તથા તેમની સાથે શાસ્ત્રચર્ચા કરવાને ગઇ હતી ત્યાંથી પાછાં વળતાં માર્ગમાં એક ઝુપડી દીઠી. એ ઝુપડીમાં એક અંધભૂપતિને પોતાની વૃદ્ધરાણી તથા યુવાન પુત્ર સહિત જોયાં. એ કુટુંબ વિષે સાવિત્રીએ આસપાસના લોકોને પુછપરછ કરી તો તેને એમ જણાવવામાં આવ્યું કે, અવંતીપુરનો દમનસેન રાજા વૃદ્ધાવસ્થામાં આંધળો થવાથી અને તેના કુંવર સત્યવાનની બાલ્યાવસ્થાનો લાભ લઇ, તેના શત્રુઓએ તેનું રાજ ખુંચી લઇ તેને રાજગાદીથી ઉઠાડી મૂક્યો છે, માટે તેઓએ આ મુનિઆશ્રમમાં નિવાસ કર્યો છે. સત્યવાનનાં બુદ્ધિબળ

અને તેની ભવ્યકાન્તિથી સાવિત્રીએ પોતાને લાયક વર સમજી મનમાં એ તરુણ ક્ષત્રિપુત્રની સાથે ગાંધર્વવિવાહનો સંકલ્પ કર્યો. આ વૃત્તાંત તેણે ઘેર જઈ પોતાની માતાને કહ્યો. માએ તે પ્રમાણે તેના પિતાને કહ્યો. દમનસેન રાજાના કુટુંબથી તેમજ સત્યવાનના ગુણ, રૂપ, જ્ઞાન અને વયથી, એ તરુણીના પિતા અશ્વપતિ માહિતગાર ન હોતા. માટે એ દમ્પતિ, દીકરીના આ સાહસ કર્મથી બહુ દિલગીર થયાં. તેઓએ દેશદેશાવરના રાજકુંવરોને તેડાવી સ્વયંવરથી કોઈ બીજો પતિ કરવા તેને બહુ સમજાવી, ત્યારે તેણે ક્ષમા માગી કહ્યું કે હું તો મન વચનથી સત્યવાનને વરી ચૂકી છું માટે મારાથી બીજો પતિ થાય નહિ. નારદે કહ્યું કે તે અલ્પાયુ છે; તોપણ સાવિત્રી કહે કે તે થોડું જીવો વા ઘણું જીવો પણ તેજ મારો પતિ છે ! અશ્વપતિએ સાવિત્રીનો આ દૃઢ નિશ્ચય સાંભળી તેને તેની ઇચ્છા પ્રમાણે સત્યવાનની સાથે પરણાવી. પરણ્યા પછી તે પીએરના મહેલ અને રાજ્યસુખને પડતાં મૂકી તપોવનમાં ગઈ. ત્યાં તે ફળ અને કંદમૂળનો સંતોષથી આહાર કરી વૃદ્ધ સાસુ, સસરા અને પતિની પૂજ્યભાવે સેવા કરવા લાગી. એમ કેટલાક દિવસ સુખમાં ગાળ્યા. સત્યવાન પોતાના કુટુંબનું ભરણ પોષણ રોજ અરણ્યમાંથી કંદ, મૂળ અને ફળ વીણી લાવીને તથા લાકડાં વેચીને કરતો હતો. એક દિવસ ઉદરનિર્વાહ કરવાજોગ ઘરમાં કાંઇ પદાર્થ હતા નહિ, માટે તે સંધ્યાકાળે માબાપની આજ્ઞા લઇ જંગલમાં ફળ અને લાકડાં લેવાને ગયો. સાવિત્રી પણ જંગલમાં મંગળસારૂ પતિ સાથેજ ગઇ. સત્યવાને જંગલમાંથી જે ફળ મળ્યાં તેનો ટોપલો ભરી સાવિત્રીને માથે ચઢાવ્યો, અને પોતે એક વૃક્ષની ઉપર લાકડાં કાપવાને

ચઢયો. લાકડાં કાપતાંજ તેનું માથું દુઃખવા લાગ્યું. પછી તે નીચે ઉતરી પોતાનું માથું પત્નીના ખોળામાં મૂકી સૂઇ ગયો. સહજમાં શબવત્ બની ગયો! સાવિત્રીએ તે વેળા ઘણી ધીરજથી જંગલમાં બની શકતા ઉપચાર કર્યા પણ બળવત્તર કાળની આગળ તે વ્યર્થ. અંતે વેદના બહુ વધી પડી અને તે એકાએક મરણ પામ્યો!! સત્યવાનનો કાળ થવાથી દૂતો તેનો પ્રાણ લેવાને આવ્યા પણ પતિવ્રતાની સત્તા આગળ તેમનું કાંઈ ચાલ્યું નહિ. પછી યમરાજે આવી એ સાધ્વીને વિનતિ કરી કે તમારા પતિનો કાળ થયો છે માટે તેને અમારા સ્વાધીન કરો. યમરાજનું આ વચન સાંભળી સત્યવાનને ખોળામાંથી નીચે સૂકી પોતે જરા દૂર ઉભી રહીને ભયાકુળ હૃદયે આક્રંદ કરવા લાગી. સાવિત્રીને શોકાતુર જોઇ તથા તેની અપૂર્વ ભક્તિથી પ્રસન્ન થઇ યમરાજે કહ્યું કે હે પતિવ્રતા! માણસ મરી ગયા પછી સજીવન થતું નથી માટે સત્યવાનના જીવતર સિવાય જે વરદાન માગવું હોય તે માગો. ત્યારે તેણે યમરાજની આજ્ઞાથી અનુક્રમે ત્રણ વરદાન માગ્યાં. પહેલા વરદાનથી પોતાનો પિતા પુત્ર વિનાનો હતો તેને પુત્ર પ્રાપ્ત થયો. બીજા વરદાનથી પોતાનો સસરો દમનસેન આંધળો હતો તે દેખતો થયો અને યુક્તિપૂર્વક ત્રીજા વરદાનથી પતિવ્રતા સાવિત્રીનો પતિ જીવતો થયો, એટલુંજ નહિ પણ તે સો પુત્રની માતા થઈ! સત્યવાને એ પુત્રોની મદદથી પોતાના પિતાનું ગયેલું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરી તે ઘણા વર્ષ ભોગવ્યું. સાવિત્રીને જે દિવસે આ વરદાનના સુખની પ્રાપ્તિ થઈ તે દિવસ જયેષ્ઠ શુદિ ૧૪ નો હતો. માટે સતી સાવિત્રી જીવતાં સુધી દર વર્ષે એ રાત્રિનું વ્રત કરતી હતી. વળી યમરાજે પણ

તેને કહ્યું હતું કે જે નારી આજની રાતનું વ્રત કરશે તે પણ તારા જેવી સતી થશે. આ ઉપરથી તે દિવસથી આજ પર્યંત બૈરાં વડસાવિત્રીનું વ્રત કરે છે. પવિત્ર પતિવ્રતનું આ કેવું મહાત્મ્ય !

કુવલયાશ્વના રાક્ષસદ્વારા માઠા સમાચાર સાંભળી તેની સ્ત્રી મદાલસાએ સતી થઇ પતિવ્રત ધર્મની પવિત્રતા દેખાડી છે. ગાંધારી તો પોતાના સ્વામી ધૃતરાષ્ટ્રના અંધાપાને લીધે પોતાની આંખજ બંધ કરી રાખતી હતી. દક્ષ પ્રજાપતિએ પોતાને ત્યાં મહાયજ્ઞ કર્યો ત્યારે, પૂજ્ય પાર્વતીએ માનભંગ થયાથી અને એ પિતાના મોઢેથીજ પોતાના પતિ સદાશિવની નિંદા સાંભળવાથી એજ યજ્ઞના કુંડમાં પોતાનો દેહ ત્યાગ કરી પતિવ્રત ધર્મનું ગૌરવ બતાવવામાં મણા રાખી નથી. એ મહા સતીએ ફરીથી હિમાચલને ત્યાં જન્મ લઇ, પુનર્જન્મમાં પણ એજ પતિ સદાશિવને વરી, પતિવ્રત ધર્મથી ઉભય ભવમાં એજ સ્વામીની સંગિની થઇ રહેવાની સાર્થકતા સિદ્ધ કરી છે.

पतिव्रता पतिप्राणा सा नारी धर्मभागिनी ।
शुश्रूषां परिचर्य्यां च करोत्यविमनाः सदा ॥

(ભારત, અનુશાસન પર્વ.)

**અર્થ**–જે સ્ત્રી પતિવ્રતા અને પતિપ્રાણા થઇને સર્વદા ખુશીથી સ્વામીની સેવા તથા સ્વામીની ચાકરી કરે છે તેજ ધર્મ ભાગિની થાય છે.

મનુસ્મૃતિના પાંચમા અધ્યાયમાં કહ્યું છે કેઃ–

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥१६५॥
अनेन नारी वृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥१६६॥

**અર્થ**—જે સ્ત્રી પોતાના સ્વામીનું અપમાન ન કરતાં. તેનામાં પોતાનું મન, વાણી અને દેહથી નિષ્ઠા રાખી રહે છે તે પરલોકમાં પણ પોતાના સ્વામીના ઘરમાં રહે છે અને આ લોકમાં સાધ્વી એટલે પતિવ્રતા કહેવાય છે. ખરે આ પ્રમાણે નારીવ્રત પાળી મન, વાણી અને દેહને જે સ્ત્રી વશ રાખે છે તે આ જગત્‌માં ભારે કીર્તિને પામે છે અને પરલોકમાં પણ પોતાના સ્વામી સાથે રહે છે.

---

# આરોગ્યતા.

"શરીરે સુખી તો સુખી સર્વ વાતે,
શરીરે દુખી તો દુખી છે સદા તે."

આરોગ્યતાનેસારૂ પ્રથમ સ્વચ્છ હવા જાય આવે એવું ઘર પસંદ કરવું. ઘર કે આંગણાં પાસે કોઈ એવી ચીજ રાખવી નહિ કે તેથી ખરાબ હવા ઉત્પન્ન થાય. ઘરઆંગણાં નિત્ય સવાર સાંજ વળાવવાં અથવાતો જાતે વાળી ઝાડીને સાફ રાખવાં. તેને અઠવાડીઆમાં એક વખત લીપવાં કે લીપાવવાં; અને વર્ષમાં એકવાર પણ ભીતોને લીપવી કે ધોળાવવી. મીઠી ઉંઘ આવવાસારૂ કોઇ કોઇ વખત ગોદડાં, ઓસીકાં, તળાઇ અને બિછાનાં તડકે નાખવાં. પાણી હમેશાં સવારે ગાળીને તાજુ ભરવું, અને બેડાં, લોટા વગેરે વાસણ અજવાળીને સ્વચ્છ રાખવાં. બાળકોને હમેશાં નવરાવવાં અને તેમના વાળ ચોળીહોળીને સાફ રાખવા. એથી તેમના માથામાં લીખ કે જૂ વગેરેનો ઉપદ્રવ થશે નહિ. તેમને ચોખ્ખાં લૂગડાં પહેરવા આપવાં. ફાટેલાં કે મેલાં લૂગડાં જાતે પહેરવાં નહિ તેમ કોઇને પહેરવા આ-

પવાં નહિ. પરન્તુ તેને સાંધી તથા ધોઇને પહેરવાં કે બી-જાને પહેરવા આપવાં. ભાવપ્રકાશમાં કહ્યું છે કેઃ-

कदापि न जनैः साद्भिर्धार्यं मलिनमंबरम् ।
तत्तु कंडूकृमिकरं ग्लान्यलक्ष्मीकरं परम् ॥

**અર્થ-**સમજુ માણસે કોઇપણ વખતે મેલું વસ્ત્ર પહેરવું નહિ; કેમકે તે કંડૂ, જૂ, ગ્લાનિ તથા પરમ દરિદ્રતા આપનાર છે.

આપણા દેશમાં નાનાં છોકરાંને નાગાં કે ઉઘાડાં ફેરવવાનો ચાલ બહુ નઠારો છે તવંગર અને ગરીબનાં નવ દશ વર્ષ સુધીનાં કેટલાંક છોકરાં જ્યાં ને ત્યાં નાગાં રમતાં દીઠામાં આવે છે! માત્ર નવ દશ વર્ષના છોકરાનેજ નવસ્ત્રા ફેરવવામાં આવે છે એટલુંજ નહિ, પણ તેટલી વયની છોકરીઓને પણ ઉઘાડી ફેરવે છે!! આ નિર્લજ્જ ચાલથી સંતાનનાં શરીર કદરૂપાં થઈ જાય છે, અને વખતે તે ટાઢ, તાપ તથા ધૂળાદિના સ્પર્શથી રોગનાં ભોગ પણ થાય છે. માટે સમજુ માતાઓએ પોતાનાં છોકરાંને કદી પણ નવસ્ત્રાં ફેરવવાં નહિ.

શરીરને અસ્વચ્છ રાખવાથી ત્વચાના રોગો જેવા કે ફોલ્લા, દાધર અને ખુજલી ઇત્યાદિ ઉત્પન્ન થાય છે. તેમ મુખ પણ સ્વચ્છ ન રાખવાથી તેમાં ચાંદી પડવી, વાસ મારવો, દાઢ ફુલવી એ વગેરે રોગો નિપજે છે. એવા રોગની ઉત્પત્તિ ન થાય એટલામાટે પ્રત્યેક મનુષ્યે દાતણ કરતી વખતે દાંતને સારી પેઠે છાણાં કે ભાત (ડાંગર)ના છાલાની રાખ કે મંજનથી ઘસીને સાફ રાખવા. વળી ઉલ ઉતારીને જીભ સ્વચ્છ રાખવી તથા ખોંખારીને ગળામાંથી બધો-ખોખાર કાઢી નાખવો. પછી ઠંડા જળવડે થોડીકવાર સુધી કોગળા કરવા, કેમકે તે કફ તથા મેલને

હરે છે અને મુખને માંહેથી શુદ્ધ કરે છે. આપણામાં કહેવાય છે કેઃ-

ઓકયા દાતણ જે કરે, નયણે હરડે ખાય;
દૂધે વાળુ જે કરે, એ ઘેર વૈદ ન જાય.

તેમજ આંખને પણ નિરંતર વખતે વખત ધોઇને સાફ કરતા રહેવું. તેમ ન કરવાથી આંખમાં ચીપડા વળે છે; ખીલ, ફુલ્લ વગેરે પડે છે અને તે દુઃખવા આવે છે. આંખના એવા સંસ્કાર થવામાં મુખ્ય કારણ ગરમી છે. માટે આંખને ગરમી ન લાગે એમ નિરંતર આચરણ કરવું. તેમાં ઠંડક રહે એટલામાટે દરરોજ કાજળ કે સુરમાનું અંજન પણ કરતા રહેવું. કહ્યું છે કેઃ-

सौवीरमंजनं नित्यं हितमक्ष्णोस्ततो भजेत् ।
लोचने भवतस्तेन मनोज्ञे सूक्ष्म दर्शने ॥

**અર્થ**-આંખને નિત્ય સુરમાનું અંજન હિતરૂપ છે; કેમકે તે વડે આંખ સુંદર થવાની સાથે સૂક્ષ્મ જોનારી પણ થાય છે; માટે તે હમેશાં આંજવો.

સુઘડતા એ પણ સોળ સણગારમાંનો એક સણગાર છે. માટે દરેક સ્ત્રીએ તે સજવાસારૂ સવારમાં શરીરપરની ચીકાસ તથા મેલ નિકળી જાય એવી વસ્તુને જળમાં ભેળી અંગપર ચોળવી. પછી શરીરને અનુકૂળ પડતા ગરમ કે ઠંડા પાણીથી નહાવું. એથી શરીર સ્વચ્છ રહે છે અને બળ તથા આયુષ્યમાં વધારો થાય છે. વાગભટ્ટે કહ્યું છે કેઃ-

उद्वर्तनं कफहरं मेदसःप्रविलापनम् ।
स्थिरीकरणमंगानां त्वक्प्रसादकरं परम् ॥
दीपनं वृष्यमायुष्यं स्नानमूर्जोबलप्रदम् ।
कंडूमलश्रमस्वेदतंद्रातृड्दाहपाप्मजित् ॥

**અર્થ**—શરીરને ચોળી મેલ કાઢવો એ કફને હરનાર, માંસમાંની ચરબીનો નાશ કરનાર, અવયવને દૃઢ કરનાર તથા ચામડીને બહુ સ્વચ્છ કરનાર છે. વળી સ્નાન જઠરાગ્નિને વધારનાર, પુષ્ટિ આપનાર, આયુષ્યની વૃદ્ધિ કરનાર અને ઉત્સાહ તથા બળ આપનાર છે; ખંજવાળ, મેલ, થાક, પરસેવો, સુસ્તી, તૃષા, દાહ તથા મનના મેલને ટાળનાર છે.

સ્વચ્છતાથી શરીર આરોગ્ય અને મન પ્રફુલ્લિત રહે છે. માટે શરીર સુધારવાને જેમ પહેલી અગત્ય સ્વચ્છ હવા લેવાની અને ચોખ્ખાં લૂગડાં પહેરવાની છે, તેમ સારૂં પાણી પીવાની અને સ્વચ્છ તથા જલદી પચી શકે તેવો નિર્મળ ખોરાક ખાવાની પણ છે. વિદુરનીતિમાં કહ્યું છે કે:—

यच्छक्यं ग्रसितुं ग्रस्यं ग्रस्तं परिणमेच्च यत् ।
हितं च परिणामे यत्तदद्यं भूतिमिच्छता ॥

**અર્થ**—પોતાનું ભલું ચહાનાર માણસે જે ખાવા લાયક પદાર્થ ખાઇ શકાય, ખાધા પછી પાચન થાય અને પરિણામે પણ હિતકર હોય તેજ ખાવો.

વાસી કે બગડી ગયેલો ખોરાક કદી પણ ખાવો ખવડાવવો નહિ. શરીરની આરોગ્યતાસારૂ મુખ્ય સ્વચ્છ હવા અને સારૂં તથા નિયમસર ભોજન લેવાની જરૂર છે. ખોરાક ખાવા પીવા વિષે વિદ્વાન્ વૈદો કહે છે કે:—"હમેશ એકજ જાતનું ભોજન જમવું નહિ; જેમ બને તેમ સાદુ ને તાજુ ભોજન લેવું; ભોજનમાં હમેશાં ઘણી વાની ખાવી નહિ; ખોરાક ચાવી ચાવીને ખાવો; ભૂખથી વધારે ઠાંસી ઠાંસીને જમવું નહિ; નિયમસર જમવાની ટેવ રાખવી; જમ્યા પછી તરત ઘણું પાણી પીવું નહિ; બહુ થાક લાગ્યો હોય તો તરત જમવું નહિ; ઘણો

શ્રમ પડયો હોય ત્યારે તત્કાળ પાણી પણ પીવું નહિ." ખાવાના પદાર્થ ઘણા પ્રકારના છે. પરન્તુ વૈદકશાસ્ત્રમાં તે સર્વનો ૭ વર્ગમાં સમાસ કર્યો છેઃ-

आहारं षड्विधं चूष्यं पेयं लेह्यं तथैव च।
भोज्यं भक्ष्यं तथा चर्व्यं गुरुं विद्याद्यथोत्तरम्॥

**અર્થ**-ચુસવા, પીવા, ચાટવા, ભોજન કરવા, ભક્ષ કરવા તથા ચાવવા લાયક ૭ પ્રકારના આહારને ઉત્તરોત્તર એક બીજાથી ચઢતો જાણવો.

પ્રકૃત્યાનુસાર ખોરાક ખાનારનું બળ તથા આયુષ્ય વધે છે. ખાવાના પદાર્થોમાં મીઠો, કડવો, ખાટો, ખારો, તીખો તથા તુરો એ ૭ પ્રકારના રસ રહેલા છે. માટે જેવા રસનો પદાર્થ ખાવામાં આવે તે પ્રમાણે તે ગુણ અવગુણ કરે છે. તેમજ શરીરમાં ત્રણ પ્રકારના દોષ રહેલા છે તે જો નિયમમાં રાખવામાં આવે તોજ શરીર આરોગ્ય રહે છે. વાગભટ્ટે કહ્યું છે કેઃ-

वायुः पित्तं कफश्चेति त्रयो दोषाः समासतः।
विकृताऽविकृता देहं घ्नंति ते वर्तयंति च॥

**અર્થ**-શરીરમાં વાત, પિત્ત તથા કફ એ ત્રણ દોષ મુખ્ય છે; જે વિકાર પામતાં દેહને હણે છે ને અવિકારી રહેતાં દેહને નિભાવે છે.

કાચી ભૂખે જમવું નહિ. જેઓ પૂરી ભૂખ લાગ્યા વગર જમે છે તેને અજીરણ થાય છે, ખરાબ ઓડકાર આવે છે અને પેટમાં પણ અમળાટ થયાં કરે છે. માટે ખરી ભૂખ વગર ભોજન કરનાર માણસ એ પ્રમાણે અનેક વ્યાધિને આધીન થઇ પડે છે. સુશ્રુત ગ્રંથમાં કહ્યું છે કેઃ-

अप्राप्तकाले भुंजानः शरीरे ह्यलघौ नरः ।
तांस्तान्व्याधीनवाप्नोति मरणं वाधिगच्छति ॥

**અર્થ**–ભૂખ લાગ્યા વગર જમનાર જબ્બર મનુષ્ય પણ અનેક વ્યાધિને કે મરણને પામે છે.

સારી ભૂખ લાગ્યા છતાં જે માણસ વખતસર જમતાં નથી તેમનું શરીર પણ નબળું પડી જાય છે. માટે પાકી ભૂખ લાગે ત્યારે વેળાસર જમવાની ટેવ રાખવી. કેમકેઃ–

बुभुक्षितो न योऽश्नाति तस्याहारेन्धनक्षयात् ।
मन्दी भवति कायाग्निर्यथा चाग्निर्निरिन्धनः ॥
आहारं पचति शिखी दोषानाहारवर्जितः पचति ।
दोषक्षये च धातून्पचति च धातुक्षये प्राणान् ॥

**અર્થ**–જે માણસને ભૂખ લાગે તે તરત જમે નહિ તો તેનો જઠરાગ્નિ કાષ્ટ વગરના અગ્નિની પેઠે આહારરૂપ કાષ્ટના ક્ષયથી મંદ થાય છે. જઠરાગ્નિ આહારને પચાવે છે પણ તે ટાણાસર ન મળે તો કફાદિ દોષને પચાવે છે; દોષનો ક્ષય થયે ધાતુનો, ને ધાતુનો ક્ષય થતાં પ્રાણનો નાશ થાય છે.

आहारः प्रीणनः सद्यो बलकृद्देह धारण : ।
स्मृत्यायुः शक्तिवर्णौजः सत्त्वशोभाविवर्द्धन : ॥

**અર્થ**–આહાર એ સંતોષને આપનાર, તત્કાળ બળ-દેનાર, દેહને નિભાવનાર અને સ્મૃતિ, આયુષ્ય, શક્તિ, વર્ણ, તેજ, સત્વ તથા શોભાને વધારનાર છે.

तृषितस्तु न चाश्नीयात् क्षुधितो न पिबेज्जलम् ।
तृषितस्तु भवेद्गुल्मी क्षुधितस्तु जलोदरी ॥

**અર્થ**—તરસ્યાંએ ખાવું નહિ અને ભૂખ્યાંએ પાણી પીવું નહિ કેમકે તરસ્યાં ખાય તો ગુલ્મ રોગી અને ભૂખ્યાં પાણી પીએ તો જલોદરી થાય છે.

(પ્રમાણ સહસ્રી.)

પ્રાણ લોહીવડે રહેલો છે, માટે લોહીને સ્વચ્છ અને ફરતું રાખવાસારૂ ખુલ્લી હવાવાળી જગામાં હરવા ફરવાનો કે કસરત કરવાનો અભ્યાસ રાખવો. કસરત એ એક સારો વૈદ છે. જેઓ કામ કરતાં નથી—બેઠાં ખાય છે—તેમના હાથ પગ અને આખું શરીર નબળું પડી જાય છે. પણ યોગ્ય મહેનત કરવાથી શરીરનું લોહી નિયમસર ફરે છે, ભૂખ લાગે છે અને જઠરાગ્નિ પણ પ્રદીપ્ત રહે છે. એથી મનુષ્ય તનદુરસ્ત થાય છે. વાગભટ્ટે કહ્યું છે કેઃ—

लाघवं कर्मसामर्थ्यं दीप्तोग्निर्मेदसः क्षयः ।
विभक्तघनगात्रत्वं व्यायामादुपजायते ॥

**અર્થ**—કસરત કરવાથી શરીરમાં હલકાપણું, કામ કરવાનું સામર્થ્ય, જઠરાગ્નિનું પ્રદીપન, ચરબીનો ક્ષય અને શરીરના અવયવોનું છૂટા તથા દૃઢ થવું એટલા ફાયદા થાય છે.

શરીરને કસરતની જેટલી જરૂર છે તેટલીજ તેને વિશ્રાન્તિની પણ જરૂર છે. માટેજ જગન્નિયંતાએ પ્રાણી માત્રને તે આપવાસારૂ રાત્રિ નિર્માણ કરી હોય એમ લાગે છે. તેનો યોગ્ય ઉપયોગ લઇ શરીરની સુખાકારીમાં વધારો કરવો એ મનુષ્ય માત્રને હિતકારક છે. જેઓએ આખો દિવસ કામકાજમાં કાયા કસી હોય તેઓએ રાત્રે નિદ્રા પણ પૂરતી લેવી જોઇએ છે. પરન્તુ તે ૭ કલાકથી તો વધારે નજ હોવી જોઇએ. દશ વાગે સૂઇ રહી વહેલા ઉઠવાથી બહુ ફાયદા થાય છે. કહ્યું છે કેઃ—

"રાતે વહેલા જે સૂઈ, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખિયું રહે શરીર."

આપણા દેશની સ્ત્રીઓને બાળપણથીજ તેના દરેક કામને અંગે કસરત મળે છે; માટે ઇંગ્લંડ, અમેરિકા કે અન્ય સુધરેલા દેશની સ્ત્રીઓની રીતે દેશી સ્ત્રીઓને ખાસ કસરત આપવાની વિશેષ જરૂર રહેતી નથી. દશ વીસથી તે સાઠ સીતેર હાથ સુધીના ઊંડા કૂવામાંથી માટીનો પાણી ભર્યો ઘડો અધર કાઢવો એ એક લેડીની દશ જાતની કસરત કરતાં પણ વધારે છે. બાળક, યુવાન અને વૃદ્ધ સ્ત્રી રાત્રે નિદ્રા લીધા પછી મરઘો બોલતાંજ પરોઢીઆમાં જાગ્રત થાય છે ત્યારથી તે પોતાનાં કામકાજપર લાગે છે. ઘરધંધો એજ તેની મુખ્ય કસરત છે. બિછાનાં બિછાવવાં-ઉપાડવાં, ઘરનું વાસિદું કાઢવું, લોટા માંજવા, બેડાં સ્વચ્છ રાખવાં, દળવું, ખાંડવું, ધોવું, કૂવા-વાવ-તળાવ ને નદીમાંથી પાણીનાં ભર્યાં બેડાં માથે લાવવાં, લગ્નાદિ પ્રસંગે નાત જાતના લોકોને ત્યાં કામકાજમાં મદદ કરવા જવું, રસોઈ કરવી, જમ્યા પછી એઠાં વાસણ અજવાળવાં અને તેને ઠેકાણાસર મૂકવાને ઉઠબેસ કરવી એ વગેરેથી જુદા જુદા પ્રકારની કસરત મળે છે. વળી, એથી 'એક પંથ દો કાજ' પણ સરે છે. એટલે કામનું કામ થાય છે અને તેથી સઘળું અંગ કસાઇને કસરત પણ મળે છે. તથાપિ શ્રીમંત્ કે જેઓને ઘેર, ઘરનું પરચુરણ કામકાજ કરવાને નોકર રાખેલો હોય છે અને રસોઈનેસારૂ ભટ રાખ્યો હોય છે તેમને, તેમજ મોટા શહેરની કોમળાંગી સુંદરીઓ કે જેમને બીજા ગામોની સ્ત્રીઓની પેઠ જાતે વિશેષ કામ કરવાનું હોતું નથી, પણ શરીરપર પહેરેલી ચોળી કાઢવાને પણ દાસી જોઈએ છે તેમને તો બીજી

કસરતની જરૂર છે ખરી. કસરતથી શરીર કસાય છે. તે કસાવાથી આરોગ્યતા સચવાય છે. શરીરની કીમત સર્વ પદાર્થ કરતાં વધારે છે. કહ્યું છે કેઃ-

पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।
एतत्सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥

**ભાવાર્થ**-દ્રવ્ય, મિત્ર, ભાર્યા અને ભૂમિ એ સર્વ ફરીફરીને મળે છે પણ આ દેહ ફરીફરી મળનાર નથી.

માટે જેમ શરીરનું સંરક્ષણ થાય તેમ કરવું એજ અત્યાવશ્યક છે.

---

## વૈદકજ્ઞાન.

વિદ્યા વૈદતણી ભણો, શાણી સર્વે માત;
ઊંટ વૈદું કરતાં બને, દેહ દુઃખ કે ઘાત.

બાળકની આરોગ્યતાનેસારૂ તેની માતાએ સાધારણ રોગની પરીક્ષા કરી, રોગાનુસાર ઘટતા ઉપાયો કરવા વૈદકનું સાધારણ જ્ઞાન મેળવવું જોઇએ. કયો રોગ શા કારણથી થયો છે અને તે મટાડવાને શા ઉપાય યોજવા, તે જ્યારે પોતાની બુદ્ધિથી ન સમજાય ત્યારે સારા દેશી વૈદ કે અંગરેજી દાકતરની સલાહ લેવી. તે જેમ કહે તેમ કરવું, પણ ઊંટવૈદું તો કદાપિ કરવું નહિ. જેઓ વગર સમજે વૈદું કરે છે તેઓને શિક્ષા કરવા મનુ મહારાજાએ આ પ્રમાણે આજ્ઞા કરી છેઃ-

चिकित्सकानां सर्वेषां मिथ्या प्रचरतां दमः ।
अमानुषेषु प्रथमो मानुषेषु तु मध्यमः ॥

અર્થ–સર્વ વૈદ અને ઊંટવૈદ જો વગર સમજે વૈદું કરે તો તેમને દંડ કરવો. હલકા પ્રાણીને નુકસાન કરે તો હલકો દંડ અને મનુષ્યને ઇજા કરે તો મધ્યમ દંડ કરવો.

જે બાળકની માતાને વૈદકનું સારૂં જ્ઞાન હોય છે તેનાં છોકરાં નિરોગી અને બળવાન્ રહે છે. ઘણા લોકોને સહજ દુઃખનેમાટે વૈદને ઘેર કે દાકતરને ત્યાં જવાને બનતું નથી. માટે જે સ્ત્રીઓને તેનું જ્ઞાન હોય છે તે પોતાના બાળકોનું સારી રીતે રક્ષણ કરવા ઉપરાંત, પોતાની અને પોતાના પરિવાર વગેરેની શરીરસ્વસ્થતા અને જીંદગી જાળવવાને બહુ ઉપયોગી થઇ પડે છે. રોગાનુસાર ઔષધોપચાર કરવાનું જ્ઞાન મૂર્ખ સ્ત્રીઓને ન હોવાથી, બાળકને કંઇ રોગ થાય કે તરતજ કરીયાતું, કાયફળ, ભારંગ, મિંઢળ, મિંઢિઆવળ, ફુદીનો તથા આદાનો રસ વગેરે ગમે તેવાં ઔષધ ખવડાવી, પીવડાવી અને ચોપડીને વિશેષ રોગી કરે છે. વગર સમજે એવા ઉપાયો કરવાથી કેટલીક વાર ન ધારેલાં દુઃખનાં મૂળ રોપાય છે. આવાં દુઃખનાં મૂળ ન રોપાયમાટે વનિતાઓએ વૈદ વિદ્યાનાં મૂળતત્ત્વોનું સાધારણ જ્ઞાન મેળવવાની જરૂર છે. એથી જેઓ માહિતગાર હોય છે તેઓ રોગનું કારણ સમજી તેને અટકાવવાના ઉપાય યોજે છે; અથવા તો શું દુઃખ થાય છે તે પોતે સમજવાથી વૈદને વાકેફ કરી શકે છે. એવી સ્ત્રીઓથી દાકતરને પણ અસરકારક ઉપાય કરવામાં મોટી મદદ મળે છે. પરન્તુ 'પેહેલું સુખ તે જાતે નર્યા.' માટે કોઇપણ પ્રકારનું દુઃખ દરદ ન થાય તેની સંભાળ પહેલેથીજ રાખવી. Prevention is better than cure (પ્રિવેન્શન ઇઝ બેટર ધેન ક્યુર) એટલે દુઃખ થયા પછી દવા કરવી તે કરતાં દુઃખ નજ થાય

તેવી સંભાળ રાખવી એજ ઉત્તમ છે. એટલી સાવચેતી રાખ્યા છતાં કાંઇ રોગ થાય તો તેને ઉગતાંજ ડામવો. ભાવપ્રકાશમાં કહ્યું છે કેઃ-

जातमात्र श्चिकित्स्यः स्यान्नोपेक्ष्योऽल्पतया गदः ।
वन्हिशत्रुविषैस्तुल्यः स्वल्पोऽपिविकरोत्यसौ ॥

અર્થ-રોગ ઉત્પન્ન થતાંજ તેનો ઉપાય કરવો, પણ થોડો જાણીને તેની ઉપેક્ષા કરવી નહિ. કેમકે તે અગ્નિ, શત્રુ તથા વિષતુલ્ય હોવાથી થોડો હોય તોપણ વધારે વિકાર કરે છે.

સંતાનની શારીરિક પ્રકૃતિનો આધાર મુખ્યત્વે કરીને તેની માતાપર રહેલો છે. મા રોગી કે નિરોગી હોય છે, તો ઘણું કરીને તેનાં સંતાન પણ તેવાં થાય છે. આ ભૂમંડળમાં માતા પોતાના સંતાનનું જેટલું ભલું ઇચ્છે છે તેટલું બીજું કોઇ ઇચ્છતું નહિ હોય. કયી રીતે રહ્યાથી કોઇની પણ પ્રકૃતિ બગડે નહિ, અને પોતાનું તથા છોકરાં છૈયાંનું શરીર આરોગ્ય રહે, એ વગેરેનું જે જનેતાને સારૂં જ્ઞાન હોય છે, તેને હાથે કોઇપણ પ્રકારનો અનર્થ થવાનો સંભવ રહેતો નથી. માટે એવી માતાનેજ ખરી વૈદ જાણવી. ચરક સંહિતાના સૂત્રસ્થાનના પહેલા અધ્યાયમાં કહ્યું છે કેઃ-

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते ।
स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥

અર્થ-જે આરોગ્ય આપે તેજ યોગ્ય ઔષધ ને જે રોગથી મૂકાવે તેનેજ શ્રેષ્ઠ વૈદ જાણવો.

મનુષ્યમાત્રને શરીર સંબંધી, મન સંબંધી, નીતિ સંબંધી તથા ધર્મ સંબંધી એમ ઉત્તરોત્તર ચાર પ્રકારનાં

જ્ઞાનની જરૂર છે. એ ચારમાં શરીર સંબંધી જ્ઞાનની પ્રથમ જરૂર છે. શરીર સારૂં હોય તોજ બાકીના ત્રણ વિષય સંબંધી જ્ઞાનની જરૂર રહે છે. આટલામાટે શારીર વિદ્યા, ઔષધિજ્ઞાન તથા સ્વચ્છતાના સિદ્ધાંત, એ થોડેઘણે અંશે સર્વ મનુષ્યે જાણવા જોઇએ.

વૈદકજ્ઞાન મેળવવાસારૂ મુંબઈની "ગ્રાંટ મેડીકલ કાલેજ" નામે વૈદકશાળામાં તેમજ "કામા આસપિટાલ"માં સ્ત્રીઓ દાઇઓનું કામ શીખવાસારૂ હોંસથી દાખલ થવા લાગી છે. એથી આપણા દેશ અને દેશી બાઇઓને ઘણો લાભ થયો છે અને થવાનો સંભવ છે. પુરુષો પુરુષ દાકતર પાસે પોતાના હરકોઇ દરદ વિષે જેવી રીતે વાત કરી ઉપાય મેળવી શકે છે, તેમ સ્ત્રીઓથી બનતું ન હોતું. તેમાં પણ સ્ત્રીઓના ગુહ્ય ભાગપરના દરદ વિષે તો તેઓ લાજથી કાંઇ પણ કહી શકતી નહોતી, માટે તેમને બહુ દુઃખ ભોગવવું પડતું હતું. પણ હવે આ, વૈદકશાળામાં કેટલીક દેશી સ્ત્રીઓ પરીક્ષા આપી વૈદકનો ધંધો રૂડી રીતે ચલાવવા લાગી છે. માટે દરદી સ્ત્રીઓને પણ શીખેલી સ્ત્રી દાકતરોની સાથે, શરીરના કોઇ પણ ભાગપરના હરકોઈ પ્રકારના દરદની છૂટથી વાત કરી, ઘટતા ઉપાય લેવાની ઘણી સગવડ થઈ છે. દુઃખથી પીડાતી પ્રમદાઓને તેવે વખતે પોતાનો મલાજો જળવાઇ રહેવાની સાથે, પોતાના દુઃખનો ઉપાય સ્વજાતિથી મળે, એ પણ સ્ત્રીઓનું ભાગ્યોદય સૂચક શુભ ચિન્હ છે.

---

# બાળકને માતાએજ ધવરાવવાં.

માતાએ ધવરાવવાં, નિજ બાળક ધરી નેહ;
વધે બુદ્ધિ બળ તે થકી, એમાં નહિ સંદેહ.

બાળકને પોતાની માતાએજ ધવરાવવાં જોઇએ. સ્વમાતાને પોતાના બાળકપર પ્યારનો જેટલો ઉમળકો હોય, તેટલો પારકી માને ન હોય એ સ્વાભાવિક છે. આટલા સારૂ ઈશ્વરે બાળકોની રક્ષાનો, તેના લાલનપાલનનો અને તેના શિક્ષણનો ભાર માતાપરજ મૂકયો છે. ઈશ્વરકૃપાએ આવો ભાર તેમનાપર નિરંતર રહો. સ્વમાતા પોતાના બાળકને જે વખતે ધવરાવે છે, તે વખતે તે ઘણી માયાળુ, શાન્ત મનની અને ઉદાર દિલની રહે છે. આથી જે બાળકો પોતાની માતાને ધાવી ઉછરે છે, તેઓ પણ માયાળુ મનનાં, ઔદાર્ય દિલનાં, ધીરજવાન્ અને સારા સ્વભાવના નિવડે છે. પણ જે માતાઓ, પોતાનાં બાળક બીજી બાયડીઓને ધવરાવવા સોંપે છે તેનાં છોકરાં નઠારા સ્વભાવનાં કુછંદી અને નિર્બળ થાય છે. તેનું કારણ એ કે, જે સ્ત્રી ધવરાવવાનો ધંધો કરે છે તે સારી હાલતની હોતી નથી. આ ચાલ આપણામાં બહુધા નથી એ ખુશીની વાત છે. એની જડ પારસીઓમાં અંગરેજોની દેખાદેખ બહુ ઉંડી ઉતરેલી છે. તેમનામાં જે સારા કુટુંબનાં અને પૈસાદારનાં ઘર ગણાય છે, તેમાં કવચિતજ કોઇ ઘર ધવરાવનારી "આયા" વિનાનું મળી આવશે ! એવા બુરા ચાલની નકલ કદી પણ ડાહી નારીઓએ કરવી નહિ. ભલે સુધરેલી ગણાતી પારસી બાનુઓ અંગરેજ લેડીઓની નકલની છાપ પોતાની અક્કલપર પાડે !

જે બાળકની માતા રોગિષ્ઠ હોય કે ગુજરી ગઈ હોય, તે બાળકને બીજી માતાએ ધવરાવવામાં આપણે કાંઇ વાંધો લઇ શકતા નથી. તોપણ એટલું તો યાદ રાખવું જોઈએ કે, જે માતાને તે બાળક ધાવે છે, તે ઘણા સારા સ્વભાવની, શાન્ત મનની અને નિરોગી હોવી જોઇએ. એટલુંજ નહિ પણ તે સ્વવર્ણની હોવી જોઇએ. કેટલાકો એવું વિચારે છે કે, જે હૃષ્ટપુષ્ટ માતા પોતાના બાળકને ધવરાવે છે તેની કાયા બહુ નબળી પડી જાય છે, પણ વિદ્વાન્ દાકતરનું એવું મત છે કે, "જે માતા પોતાના બાળકને ધવરાવે છે તેના શરીરને તેથી પુષ્ટિ મળે છે એટલુંજ નહિ, પણ કેટલાક દરદનો તે ગુણકારી ઉપાય છે." અર્થાત્ બાળકને માતાએ ન ધવરાવવાથી તે માતાને તેમજ તે બચ્ચાંને રોગ થવાનો સંભવ રહે છે.

પરપાસે ધવરાવતાં, બગડે બુદ્ધિ બાળ;
દુષ્ટ ધાવને ધાવતાં, બને બાળનો કાળ.

પંડિત ઘનશ્યામભટ્ટજીએ પોતાના પુત્ર તે-આપણા પ્રસિદ્ધ ધર્મોપદેશક પંડિત વર્ય શ્રી ગટ્ટૂલાલજી-ને બીજી કોઇ પણ ધાવ પાસે ન ધવરાવવામાટે તેમનાં પત્નીને સખ્ત આજ્ઞા કરી હતી. દૈવયોગે ગટ્ટૂલાલજીની માતુશ્રીનું એકવાર થાનપાકી આવેલું તો તેટલા સમય સુધી પોતાના વર્ણની એક બ્રાહ્મણીને ધવરાવવા અર્થે રાખી હતી. પરન્તુ અન્ય વર્ણના ધાવણનો તેમને ઘણો ધિક્કાર હતો. ધાર્મિક અને કુલીન પ્રજાએ તો જરૂરને સમયે આવા ઉત્તમ ઉદાહરણનું અવશ્ય અનુકરણ કરવું. બાળકને કેવી ધાવ પાસે ધવરાવવાં અને કેવી પાસે ન ધવરાવવાં એ વિષે ભાવપ્રકાશના પૂર્વ ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કેઃ-

पीताय यदि बालस्य विदध्यादुपमातरम् ।
सुविचार्य गुणान्दोषान् कुर्याद्धात्रीं तदेदृशीम् ॥

सुवर्णां मध्यवयसं सच्छीलां मुदितां सदा ।
शुद्धदुग्धां बहुक्षीरां कुलीनामतिवत्सलाम् ॥
स्वाधीनामल्पसंतुष्टां निजपुत्रदृशं शिशौ ॥

**અર્થ**-કદી બાળકને ધાવવા વાસ્તે ધાવ રાખવી હોય, તો તેના ગુણદોષપર સારી રીતે વિચાર કરીને સારા વર્ણવાળી, મધ્યમ વયની, સુશીલ, સદા પ્રસન્ન રહેનારી, શુદ્ધ તથા ઘણા દૂધવાળી, કુલીન, બાળક ઉપર અતિ સ્નેહ રાખનાર, સ્વાધીન, થોડામાં સંતુષ્ટ તથા બાળકને પોતાના પુત્ર સમાન ગણનારી રાખવી.

शोकाकुला गर्भिणी च कृशा व्याधिमती सदा ।
अत्युच्चा नितरां नीचा स्थूला पथ्यविवर्जिता ॥
एतासां स्तन्यपानेन शिशुर्भवति सामयः ।

**અર્થ**-નિરંતર શોચ કરનારી, ગર્ભિણી, દુબળી, સદારોગિણી, અતિ ઊંચી તથા અતિ નીચી, બહુ જાડી અને પથ્ય ન પાળનારી ધાવ રાખવી નહિ. કેમકે એનાં સ્તનપાને કરી બાળક રોગી થાય છે.

કેટલીક બાયડીઓ પોતાનાં બાળકને પાડપડોસી કે આયાને સોંપી માતા મહાદેવનાં દર્શનને બહાને કે બીજે કામકાજે ફરતી ફરે છે, તો કેટલીક શેઠાણીઓ રડવાકુટવામાં સામેલ થાય છે. કેટલીક નવરી બેઠી એનાં મંડાવી ચારનાં ઘર ભંગાવે છે, તો કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ પોતાનાં બાળકને પાડપડોસી કે માબાપને સોંપી, ઉદરનિર્વાહનેમાટે મહેનત મજુરી કરવાને જાય છે. આમ માતાના ગયા પછી જ્યારે બાળક રડવા લાગે છે ત્યારે તેને આયા કે પાડપડોસી રમાડીને, ધવરાવીને કે દૂધ પાઇને છાનાં રાખવાને પ્રયત્ન કરે છે. એથી જ્યારે તે રડતાં રહેતાં નથી ત્યારે તેને બાળાગોળી કે અફીણની ગોળી

ગળાવે છે. આથી તે રડતાં થોડીવાર બંધ પડે છે ખરાં, પણ તેનું વાસ્તવિક દુઃખ દૂર થતું નથી. એથી તો ખરેખર તેનું અકલ્યાણજ થાય છે. તેઓ ઉંઘણસી, આળસુ, અને સુસ્ત બને છે તથા તે ગોળીનું તેમને વ્યસન બંધાઈ જાય છે. પછી જો તે વખતસર ન મળે તો રખરખ કરી નિરાંતે ઉંઘતાં પણ નથી. ધાર્મિક માતાઓએ પોતાના બાળકનું સુખ જ્યાં જળવાતું હોય ત્યાં પોતાના દુઃખની પણ ઝાઝી દરકાર કરવી જોઇતી નથી. એક બાળક પોતાનું કાંઇ પણ રક્ષણ કરવા સમર્થ થાય, ત્યાર પછી બીજા બાળકનો જન્મ થાય, તો તેથી બાળકો તેમજ માતા ઉભય સુખી થાય છે. ઘણીક માતાઓ છોકરાંને પાળવાનો પોતાનો અમૂલખ ભાર ઉતારી દઇ, તેને પોતાનાં માબાપ, સાસુસસરા, પાડપાડોસી કે મૂર્ખ દાસદાસીને સોંપી પોતે પોતાનો અર્થ સાધે છે. કેટલીક શેઠાણીઓ તો શ્રમથી કંટાળી જઇ પોતે ઉંઘમાં પણ ઉણું ન પડવા દેતાં વિશ્રામસુખ અનુભવે છે. માતાની જ્યાં આવી રહેણી કરણી હોય છે ત્યાં છોકરાં ઉછરીને મોટાં થતાં નથી. એથી તો કોઇવાર તેઓનું અકાળે મૃત્યુ થાય છે. બાળકનું લાલનપાલન કરી તેને ઉછેરવાની પરવા પાડપાડોસીને કે દાસદાસીને જનેતા જેટલી હોતી નથી. માતૃસ્નેહ અને તેનો ઉમળકો તે તો કાંઇ અપ્રતિમજ છે. તેના પ્રેમની બરાબરી કોઇ સાથે થઇ શકતી નથી. માતાનો પ્રેમ તે પ્રેમજ. અને તેજ સર્વ પ્રેમની પણ પરિસીમા! માતા બાળકને નિયમિત રીતે બે બે ત્રણ ત્રણ કલાકે સ્તનપાન કરાવતી હોય છે, તો પૈસાનેસારૂ નોકરી કરનાર આયા અથવા ધાવ, પોતાની મરજીમાં આવે ત્યારે ધવરાવે છે. આમ ઈશ્વરેચ્છા વિરૂદ્ધ બાળકને ઉછેરવાનો યત્ન કર્યાથી, કેવું વિપરીત પરિણામ

પ્રાપ્ત થાય છે તે કોઇ માતાને અજાણ્યું નહિ હોય. વળી એથી તો તેઓ બાળક પ્રત્યેનો પોતાનો ધાત્રી ધર્મ ભૂલી આલોક અને પરલોકમાં પરમ દુઃખની ભોક્તા થાય છે. સ્ત્રીઓને ભણવાથી લખતાં વાંચતાં ભલે આવડે, પણ જ્યાં સુધી તે માતા પોતાનાં બાળક પ્રત્યેનો પોતાનો ખરો ધર્મ ન સમજે, ત્યાં સુધી તેનું ભણતર અને જીવતર બેઉ નકામાં છે.

માતા છોકરાંની ધાવ કે આયા, પાલનપોષણ કરનારી અને રસોઇ તથા દાસત્વનું કામ કરનારી કહેવાય છે. ઈશ્વર એવા ભારમાં ને ભારમાં તેને હમેશ રાખો અને તે ગૃહેશ્વરી ઘણાં બાળકની રક્ષણકર્ત્તા તથા પોષિંદી નિવડો. બાળકને નિયમસર ધવરાવવાથી પોતાના શરીરનો બાંધો કાંઇ નરમ પડી જતો નથી પણ તેથી તો શરીર નિરોગી રહે છે. આપણા દેશની દેવ માતાઓએ પણ પોતાના પુત્ર રામ, લક્ષ્મણ તથા શ્રીકૃષ્ણ ભગવાન્‌ને પોતેજ ધવરાવ્યા હતા. અને અર્વાચીન કાળની રાજપત્નીઓએ પણ વનરાજ તથા સિદ્ધરાજ વગેરેને ધવરાવવાથી તથા તેમને બાળ કાળમાં જાતે રૂડું શિક્ષણ આપ્યાથી તેઓ મોટા થયે મહા પરાક્રમ કરી મહાન્ પદવીને પામ્યા હતા. એ ભાગ્યશાળી માતા અને સંતાનોનો સુયશ આજે પણ જગમાં ગવાઇ રહ્યો છે. વળી આજની પણ સુધરેલા દેશની રાજપત્નીઓ પોતે પોતાનાં બાળકને ધવરાવે છે. મહારાણી વિક્ટોરિયાએ પણ પોતાનાં સંતાનને ધવરાવ્યાં છે. હાલની પ્રજાને આ કરતાં બીજો મહાન્ દૃષ્ટાંત શું જોઇએ? માટે આધુનિક કાળની ઠાઠમાઠ કરતી ઠકરાણીઓ તથા રોટલા ખાઇને ઓટલા ભાંગતી નવરી શેઠાણીઓ, અને બાળકોને ખોટાં લાડ લડાવનારી તથા થોડુંઘણું ગૂજરાતી અંગરેજી શીખી

બૂટ સ્ટાકિંગ પહેરીને ફરનારી તથા સુધારાનો આડંબર રાખનારી રંભાઓએ તો, તેમાં કાંઇ દૂષણ નહિ સમજતાં ઉપરના પ્રાચીન અર્વાચીન કાળના દૃષ્ટાંતનું અવશ્ય અનુકરણ કરી, પોતાનાં છોકરાંને પોતેજ ધવરાવવામાં શ્રેય સમજવું.

# શીતળા.

સૈયડ અછબડા ગોબરુ, તણાં ઘણાં જે દુઃખ;
મટે ઘટેજ કઢાવતાં, શીતળા થાયે સુખ.

બાળકોને ગૌશીતળા† કઢાવવાથી આરોગ્યતા સંબંધી અમૂલ્ય લાભ પ્રાપ્ત થાય છે. બળીઆ વિષે ઘણી અજ્ઞાન અને વહેમી સ્ત્રીઓ એવું માને છે કે, શીતળા નિકળે છે એટલે કોઇ શીતળા નામની દેવી આવે છે, માટે તેનો ઉપાય કરીએ તો શીતળાદેવી વધારે ક્રોધે ભરાય!

† ગાયના થાન ઉપરથી તેની શોધ થઇ છે તેથી ગૌશીતળા એવું નામ પડેલું સંભવે છે. એની શોધ ઇ૦ સ૦ ૧૭૭૫ માં દાકતર જેનર નામના એક શોધક અંગરેજે કરી હતી. વળી ઇ૦ સ૦ ૧૭૯૬માં બીજા દાકતર એડવર્ડ જેનરે એવી શોધ કરી કે ગાયના થાન ઉપર શીતળાના જેવા દાણા ફૂટી નિકળે છે તેમાંનો ચીક માણસની ચામડીમાં દાખલ કર્યાથી તેને પણ તેવા દાણા ફૂટી નિકળ્યા પછી શીતળા આવતા નથી. એક માણસના દાણામાંનો ચેપ બીજા માણસની ચામડીમાં દાખલ કરવાથી તેને પણ બળીઆ નિકળતા નથી એવી જ્યારે ખાતરી થઇ ત્યારે એ વખતથી સર્વ દેશમાં સર્વ લોકને સૈયડ કઢાવવાની જરૂર જણાઈ, જે અદ્યાપિ પર્યંત ચાલે છે અને હવે પછી પણ તેની જરૂર છેજ. એવા શોધક અને પરોપકારી અંગરેજોથી આપણને હાલમાં જે લાભ થયો છે તે પ્રશંસનીય છે.

આથી ઘણી ભોળી ભામિનીઓ પોતાના બાળકને રાજી ખુશીથી સૈયડ કઢાવતી નથી એટલુંજ નહિ, પણ આપણી પરોપકારી અને શાણી સરકાર તે કઢાવવા પાછળ એક મોટું ખાતું રાખી સેંકડો રૂપીઆ ખરચી જે ઘટતા ઉપાય લે છે, તેમાંથી પણ ફાવી જવાને તરેહવાર યુક્તિઓ રચે છે! આ વહેમ દૂર કરીને શીતળા કાઢવાસારૂ સરકાર તરફથી જે ઉપાયો લેવામાં આવ્યા છે તે જો ન આવ્યા હોત તો, બિચારાં ઘણાં નિરપરાધી કોમળ બાળકો કરમાઇ જાત. કેટલાંક કાણાં, કુબડાં તથા કદરૂપાં થાત અને ઈશ્વરી બનાવટની ખુબસુરતીમાં ખામી પાડત, તથા કેટલાંક તો આજે હૈયાતીમાં રહી આ દુનિયાના જે મોજમજા ભોગવે છે તે કદી પણ ભોગવત નહિ.

હાલમાં કેળવણીનો બહુ પ્રસાર થયાથી કેટલાંક માબાપ સારાસાર સમજવા લાગ્યાં છે તેથી તેઓ પોતાનાં બાળકોને શીતળા કઢાવી તેમની આરોગ્યતા અને ખુબસુરતી સાચવે છે. આપણા લોકો બાળકને મરજી પ્રમાણે ગૌશીતળા કઢાવે છે, પણ સૈયડ કઢાવવા વિષે વિદ્વાન્ દાક્તરોનું એવું મત છે કે, "બચ્યું બે મહિનાનું થયા પછી જેમ જલદીથી ગૌશીતળા મૂકવામાં આવે તેમ વધારે સારૂં. બાળક છ મહિનાનું થયા પછી તેને દાંત ફૂટવાની વેદના થાય છે તેથી તે આજારી પડે છે ત્યારે ગૌશીતળા મૂકાવી શકાતા નથી. માટે દાંત ફૂટવાના વખતની આગમચ ગૌશીતળા મેલાવવા જોઇએ." પણ જો તે બાળક આજારી હોય તો તેને આરામ થયા પછી તરતજ કઢાવવા. વળી જે ગામમાં તે રોગનો બહુ પ્રસાર હોય ત્યાંના લોકોએ તો જેમ બને તેમ ઉતાવળથી એ શુભ ઉપાયનો લાભ લેવો જોઇએ છે.

# બાળરક્ષણ.

રક્ષણ કરવું બાળનું, એ જનનીનું કામ;
ઝાડ વાડ રક્ષણ વિના, ભક્ષણ થાય તમામ.

આપણા દેશમાં ગર્ભવંતી સ્ત્રીઓ પાસે પ્રસુતા થતા સુધી બહુ કામ કરાવવામાં આવે છે તેથી તેમના ગર્ભસ્થાનમાં બહુ બગાડ થાય છે. એવી હાલતમાં તેઓ જે બાળકને જન્મ આપે છે તે બાળક પણ રોગિષ્ઠ અને નિર્બળ નિવડે છે. માટે જેમ બને તેમ તેવી સ્ત્રીઓ પાસેથી ઓછું કામ લેવાય તેમ સારૂં. પ્રસવ સમયે પ્રસૂતાને કોઇ અતિ પવનવાળા કે ગુંગળાઇ મરે તેવા ઓરડામાં રાખવી નહિ, પણ અલ્પ પ્રકાશવાળા ને સ્વચ્છ ઓરડામાં રાખવી. આપણા દેશમાં બાળકને સુવાડવાનો ચાલ ઘણુંકરીને ઘોડીઆમાં કે ઝોળીમાં હોય છે, તેથી તે મોટાં થયા પછી મજબુત બાંધાનાં કે ટટાર રહી શકતાં નથી. માટે જેઓથી બની શકે તેઓએ તેને પારણામાં અથવા તેવીજ બીજી ગોઠવણથી સૂવાડવાં જોઈએ. બાળકને સ્વાભાવિક કારણથી વધારે ઉંઘની જરૂર છે, માટે તેને ઘણો વખત રમાડવા કરતાં સ્વાભાવિક આવતી ઉંઘ પ્રમાણે ઉંઘવા દેવાં. તેને એકદમ તો કદી જગાડવાંજ નહિ. ભાવપ્રકાશના પૂર્વ ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કેઃ—

बालमंके सुखं दध्यान्नचैनं तर्जयेत्क्काचित् ।
सहसा बोधयेन्नैव नायोग्यमुपवेशयेत् ॥

**અર્થ**—બાળકને સુખ થાય એવી રીતે ખોળામાં લેવું તેને કોઇ વખત તરછોડવું નહિ, એકદમ જગાડવું નહિ અને અયોગ્ય જગામાં બેસાડવું પણ નહિ.

છોકરાં જ્યારે રડતાં હોય ત્યારે તે શા કારણથી રડે છે તેનો વિચાર કે તપાસ નહિ કરતાં, ઘણીક માતાઓ તેને ભૂખ્યાં જાણી ક્ષણે ક્ષણે સ્તનપાન કરાવે છે એ યોગ્ય નથી. ઉપરાઉપરી પાયેલું દૂધ બાળકને નહિ જરવાથી પેટમાં અનેક પ્રકારના રોગ થાય છે. આમ રોગોત્પત્તિ ન થાય એટલામાટે નિયમિતકાળે ધવરાવવાની ટેવ રાખવી. બાળકને ઘણું કરીને એક કલાકની અંદર ધવરાવવું નહિ. ઘડીએ ઘડીએ ધવરાવવાથી માતા તેમજ સંતાન ઉભય હેરાન થાય છે. ધાવણાં છોકરાં જ્યારે નિદ્રાવશ જણાય ત્યારે ઉંઘાડવાં. જ્યારે તે ક્ષુધાતુર કે તૃષાતુર થયાં છે એમ જણાય ત્યારે તેને સ્તનપાન કરાવવું કે પીવાને પાણી આપવું. કેટલીક મૂઢ માતાઓ જ્યારે બાળક ઉંઘે નહિ ત્યારે તેને ઝોળીમાં કે ઘોડીઆમાં નાખી ઘણા વખત સુધી હિંચોળી હિંચોળીને કાયર કરે છે. એમ કરતાં પણ જો તે ઉંઘે નહિ તો તેને અફીણની ગોળી ગળાવે છે કે એવીજ બીજી કેફી ચીજો ખવડાવે છે! આથી તે બિચારાં કેફના ઘેનમાં બૂમ બરાડા પાડતાં બંધ પડે છે ખરાં, પણ તેથી તેમનું દુઃખ કંઇ ઓછું થતું નથી તેમ તેને સુખે ઉંઘ પણ આવતી નથી. કેટલીક સ્ત્રીઓ તો એવાં બાળકને ઉંઘેલાં–કેટલાંકને સદાયનાં ઉંઘેલાં (મરેલાં)–સમજી તેના દુઃખના કંઇ ઉપાય લેતી નથી! એ ચાલ ઘણો ભયંકર છે. માટે સમજુ સ્ત્રીઓએ બાળકને દવા તરીકે પણ ડાહ્યા વૈદની સલાહ સિવાય કોઇ દિવસ કેફી વસ્તુ ખવડાવવી નહિ. રડવા અને બરાડા પાડવાથી પોતાના દુઃખમાં વધારો થાય છે તેથી કોઇપણ બાળક વાસ્તવિક દુઃખ સિવાય આક્રંદ કરે નહિ. માટે કોઇ બાળક રડવા લાગે ત્યારે તેને ઉંઘાડવાનો પ્રયત્ન કરતા પહેલાં તેના દુઃખ દરદને તપાસી ઘટતા ઉપાય કરવા.

બાળકને સારાં નિવડવાનો, મોટા માણસ થવાનો, ચિરાયુ રહેવાનો અને મરવાનો એ સર્વ આધાર આગળ કહ્યું તેમ તેની જનેતાપર રહેલો છે. ધાર્મિક અને સદ્ગુણી સ્ત્રીઓને કૂખે જન્મ ધરનારાં તથા તેમની રૂડી સંભાળ તળે નાનાંથી મોટાં થનારાં બાળકો ધાર્મિક, તેજસ્વી, આનંદી અને સદ્ગુણી નિવડે છે. માતાને બાળકનું સંરક્ષણ કરવામાં ગમે તેટલો પરિશ્રમ પડે તોપણ તે કરવામાં તેણે કોઈ દિવસ આળસ કે ભૂલ કરવી નહિ, આમ સુજ્ઞ માતાઓને તો કહેવાની કાંઇ જરૂરજ નથી.

પરિવારવાળી પ્રમદાઓએ વાસી, બગડેલું, ઉઘાડું, ઉતરી ગયેલું, બહુ તીખું અને બહુ ખાટું ખારૂં ખાવાથી શરીરમાંનું દૂધ બગડે છે. એવું બગડેલું દૂધ બાળકોના ઉપયોગમાં આવવાથી તેને પણ અજીર્ણ વગેરે વિકારો થાય છે. બાળકની પાચનશક્તિ મોટા માણસના જેવી હોતી નથી, માટે તેમના ખોરાકમાં અયોગ્ય ફેરફાર થવાથી તેઓ તરતજ પીડાય છે. બગડેલા પદાર્થ ખાધામાં આવ્યાથી જઠરાગ્નિ મંદ પડે છે. જઠરાગ્નિ મંદ પડ્યાથી ખાધેલું પચી શકતું નથી અને શરીરની સર્વ સ્વાભાવિક ચલનવલનાદિ ક્રિયાઓ પણ બગડીને પરિણામે રોગોત્પત્તિ થાય છે. શરીરનું બંધારણ ઘડીઆળના યંત્રરૂપ છે. કાળમાપક યંત્રનો કોઈપણ તંતુ-અવયવ-બગડવાથી જેમ તે અચાનક અટકી પડે છે, તેમ શરીર માંહેનો કોઇ પણ તંતુ બગડવાથી માણસ મહા દુઃખ પામી આયંદે ચાલવા હાલવાથી અટકી પડે છે.

બાળકને હમેશ થોડા ગરમ પાણીથી નવરાવી નિર્મળ રાખવાં. તેને ઉઘાડાં ન રાખતાં સ્વચ્છ લૂગડાં પહેરાવવાં. કેટલાક લોકો બાળકને અતિ નાની વયથીજ વજ-

નદાર આભૂષણ પહેરાવે છે પણ તે ઘરેણાં કેટલીક વાર પ્રાણઘાતક થઇ પડે છે. માટે બાળકને ઘરેણાં પહેરાવવાના કોડ ન કરતાં, તેના અંગ તથા વસ્ત્રની સ્વચ્છતા અને કેળવણી ઉપર વધારે ધ્યાન આપવું જરૂરનું છે. છોકરાં મલિન રહેવાથી તેને કોઢ, ગુમડાં, ખસ, ખુજલી અને ફોલ્લા ફૂટી નિકળે છે. પણ તેને હમેશાં સુઘડ રાખવાથી નિરોગી રહેવાની સાથે તેનામાં ચંચળાઇ પણ આવે છે. નાનાં છોકરાં માટી, ધૂળ અને કાચા ચોખા વગેરે પોતાની પાસે પડેલા પદાર્થ ખાય છે, તેથી તેના પેટમાં પાંડુરોગ, ગાંઠ, અજીર્ણ અને કરમ વગેરેનો ઉપદ્રવ થાય છે. માટે તેવા ખરાબ પદાર્થ છોકરાં કોઇ વખત ન ખાય તેની તેમજ ગંદાં ન રહે તેની સંભાળ રાખવી. સુશ્રુતના શારીર સ્થાનના દશમા અધ્યાયમાં કહ્યું છે કે:-

नाशुचौ विसृजेद्बालं नाकाशे विषमेन च ।
नोष्ममारुतवर्षेषु रजोधूमोदकेषु च ॥

**અર્થ**—બાળકને ગંદાસ્થાનમાં રહેવા દેવું નહિ, ઊંચે ઉલાળવું નહિ અને અયોગ્ય સ્થાનકે બેસાડવું નહિ; તેમજ ઉના વાયુ, વરસાદ, ધૂળ અને ધૂમાડા તથા પાણીમાં પણ રહેવા દેવું નહિ.

બાળકને નિર્દોષ રમત રમવા દેવી. એથી કસરત મળવાની સાથે ચંચળાઇ વધી તેનું મન પણ પ્રફુલ્લ અને આનંદી રહે છે. તે રમતાં ફરતાં હોય તે વેળાએ તેને એમ ન લાગવું જોઈએ કે, આ પ્રસંગે મારીપર કોઇની નજર નથી. સર્વત્ર અને સર્વ સ્થળે તેનાપર રક્ષકની નજર જ છે એમ તેને લાગવું જોઇએ. જેના મનમાં રક્ષકનો એવો ભય રહે છે તેજ સીધે સેરડે ચઢે છે. થોડો વખત પણ નિર્દોષ રમત નહિ રમતાં જેઓ અહોરાત્રિ પુસ્તકો વાંચ્યા કરેછે,

તેઓને તેથી કંટાળો આવે છે અને વાંચેલું ધ્યાનમાં રહેતું નથી. વળી તેઓ બહુ નરમ, નિસ્તેજ, આળસુ અને જડ સ્વભાવનાં થાય છે. સ્વાભાવિક કલ્પના શક્તિ ખીલતી નથી અને બુદ્ધિ કૌશલ્ય પણ મંદ પડે છે. માટે બાળકોને થોડો વખત દોડવાની, લખોટાની, ભમરડાની, ગેડીદડાની, મોઈદંડાની, ચકમકની, દંડ પીલવાની, મગદલની, ચોપટની અને ગામડીચાળાદિની નિર્દોષ રમત રમવામાં હરકત કરવી નહિ. બાળકને જો રમતમાં તરેહવાર જાતના રંગનાં પત્તાં કે અક્ષર ઓળખાવ્યા હોય, તો તેનો તેઓ હસતાં રમતાં વગર મહેનતે આનંદથી અભ્યાસ કરે છે.

છોકરાં માંહોમાંહી રમતાં અને બોલતાં ચાલતાં રડી તથા વઢીપડીને મા પાસે રાવ લઇ આવે, તો તે સમયે અજ્ઞાન બાળકના કહેવા પરથી, પોતે બીજાં છોકરાંને મારવા કે તેના માબાપની સાથે લઢવાને તત્પર થવું નહિ. પણ જેમ રાજનો પ્રધાન વાદી પ્રતિવાદીની હકીકત સાંભળી તે પર વિચાર કરીને ન્યાય આપે છે, તેમ ઘર સંસારમાં સ્ત્રીઓ પ્રધાન પદે છે, માટે તેમણે પોતાના બાળકની તથા બીજી તરફની સર્વ હકીકત શાન્ત મનથી સાંભળી નિષ્પક્ષપાતે જેને જેમ કહેવું ઘટે તેમ વિવેક અને મર્યાદાથી કહી યથાર્થ ન્યાય કરવો. નાનાં છોકરાંની બોલચાલ ઉપરથી મોટાં માણસોએ કાંઈ ઝગડો મચાવવો નહિ. એથી પરિણામે પસ્તાવું પડે છે. કારણ કે છોકરાંને લઢાઈનું કાંઇ જ્ઞાન હોતું નથી માટે ઘડીમાં લઢી સહજવારમાં ભેળાં રમે છે; એ નિર્દોષ દિલનાં બાળકોની ભિન્નભાવ વિનાની બાળચેષ્ટા બતાવે છે. માટે પોતાનાં છોકરાંને જરાજરામાં રાવ લઇને કે લઢીવઢીને આવવાની ટેવ પાડવી નહિ. છોકરાં માંહોમાંહી લઢે

નહિ માટે પરસ્પર શીખામણ આપવી. તેઓ સર્વ હળીમળીને ભાઇભાંડુની પેઠે રમે અને તેમનામાં પરસ્પર પ્રીતિ વધે એમ ઉપદેશ કરવો. છોકરાંને આ વિશ્વમાં માતા સમાન બીજું કોઇ સગું નથી. માટે માતા ગુસ્સે થાય છે, તુચ્છકારી કાઢે છે, લઢે વઢે છે કે કદી મારે છે તોપણ બાળક તેની સોડમાં ભરાવાને તલપે છે. અને જ્યારે માતા તેને પોતાની ગોદમાં લે છે ત્યારેજ તેને સુખસાતા વળે છે.

"બીહાવ્યો માર્યો બંધન કીધો, તોય માત વિના નહીં સાતા;
એકુ સગપણ તુલ્ય ન આવે, જેવું પુત્ર ને માતા."
(ભાગવત્ દશમસ્કંધ.)

છોકરાં કદી વાંકમાં આવે તોપણ તેને શરીર શિક્ષા કરવી નહિ. કેટલીક માતાઓ છોકરાંને ધાકમાં રાખવાસારૂ સહજ વાંક પડતાં અતિશય માર મારી તેના કોમળ હૃદયને કઠોર કરી નાખે છે. મારથી છોકરાં જડ બુદ્ધિનાં થઇ જાય છે એટલુંજ નહિ, પણ મસ માર માર્યાથી તથા બહુ ભય બતાવ્યાથી, તેનો પ્રફુલ્લિત ચહેરો કરમાઇ, શ્યામ પડી જાય છે અને તે પ્રેમશૂન્ય, હૈયાહુનકાર નિર્બળ, નઠોર, બીકણ, રીસાળ તથા રોગી બને છે. તથાપિ "ભય વગર પ્રીત નહિ." માટે છોકરાં ઘણા વાંકમાં આવે તો કોઇ પ્રસંગે જરા ભય બતાવવો પણ કદી બહુ મારવાં તો નહિજ. વળી તેને ગાળ પણ દેવી નહિ. ગાળ ભાંડવાથી તે પણ ગાળો ભાંડતાં અને નઠારૂં બોલતાં શીખે છે. માટે છોકરાંને જેમ ગાળ દેવી નહિ કે મસ માર મારવો નહિ તેમ ઘણાં લાડ લડાવીને મોઢે ચઢાવવાં નહિ. "હલાવી ખીચડી ને લડાવી દીકરી" તથા "માવડી મુખા છોકરા" એ ત્રણ તો બગડયા વગર રહેજ નહિ; માટે બાળકોને કેવળ ઇચ્છાનુસાર વર્ત્તવા દેવાં નહિ, પણ તેને યોગ્ય થતા સુધી સુબોધ આપી આજ્ઞામાં રાખી તેનું સંરક્ષણ કરવું.

# બાળશિક્ષણ.

હિત શિક્ષાનું બાળને, નિત્ય કરાવો પાન;
જેથી જગમાં પામશે, જ્ઞાન અને સન્માન.

બાળક જરા સમજતું થાય અને કોઇ પણ પદાર્થ નજર ઠારીને જોવા લાગે એટલે તેને રમાડતાં કે હસાવતાં જ્ઞાન પ્રાપ્ત થવાસારૂ, સ્વાભાવિક રીતે કેટલીક ચીજપર તેનું લક્ષ ખેંચાય એવી યુક્તિ રચતાં રહેવું. શરુઆતમાં તેને રૂપીઓ, ચાંદો, દર્પણ, દીવો વગેરે કેટલીક એવી જણસો બતાવવી કે જેને તે દરરોજ જોવાને તલપે, અને તે જોઇને તેનું મન પણ હરખાય. એવી રમતગમતમાં તેના જન્મનાં એક બે વર્ષ વીતે અને બોલતાં શીખે એટલે તેને તે પદાર્થનું ફક્ત નામ કહી, તે ઓળખવાને તેનું ચિત્ત ખેંચાય એમ કરવું. આવી રીતે તેની કંઇક બુદ્ધિ ખેડાયા પછી એકાક્ષરી શબ્દ જેવા કે બા, મા, ભૂ, પૈ, ઘી અને પછી તાતા, દૂધ, બાપા, કાકા, ચાંદો, દીવો, ભાઇ, ભાંડુ ઇત્યાદિ શબ્દોનું પાયરીબંધ જ્ઞાન કરાવવું. તેમાં પણ કન્યા હોય તો તેને ઢીંગલાઢીંગલી અને પૂતળી રમવા આપી, તેના લાડપાડથી પ્રેમવિદ્યાનો--વાત્સલ્ય ભાવનો-કાંઇક ભાસ તેને બાળપણથીજ થાય એમ કરવું. છોકરીઓ ઢીંગલાઢીંગલીની જે રમત રમે છે તેપરથી સમજાય છે કે, સ્ત્રીઓમાં બાળકાળથીજ માતૃભાવનો પ્રકાશ થવા લાગે છે. કન્યાને પ્રથમ પગરણે પ્રેમવિદ્યાની આવશ્યકતા છે. થુંકેલું ગળાતું નથી અને બોલેલું પાછું વળાતું નથી. માટે પ્રારંભથીજ બાળકને વિનય, સત્ય, સારલ્ય, પ્રેમ અને ભક્તિનાં ઉપાસક બનાવવાં.તેઓ શુદ્ધ, સત્ય અને મધુર

બોલતાં શીખે તેવો યત્ન કરવો. મીઠી વાણી, દૃઢ પ્રતિજ્ઞા અને સારા ગુણપર સર્વ મનુષ્યના ભવિષ્યનો આધાર છે. બાળકને ઘર એજ નિશાળ છે અને માતા એજ મુખ્ય ગુરુ છે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે, गुरूणां चैत्र सर्वेषाम्माता परमको गुरुः એટલે સર્વ ગુરુઓમાં માતા પરમ ગુરુ છે. બાળક સારૂં માઠું જે શીખે છે તે ઘણું કરીને ઘરરૂપી શાળાનીજ પ્રસાદી હોય છે. તેઓ બાળવયથીજ ઘણો વખત ઘરમાં પોતાનાં માબાપ અને ભાઇ બહેનની પાસે રહે છે. માટે તેઓ જેવાં કામ કરતાં હોય જેમ બોલતાં ચાલતાં હોય કે જેમ બેઠાં ઉભાં હોય તેમ તે પણ શીખે છે. કહેવત છે કે "દેખ દેખે ને શીખ શીખે." "જ્ઞાન ન આવે પણ સાન આવે." જો માબાપ સદાચરણી, મિતાહારી, ભણેલાંગણેલાં ને ધાર્મિક હોય તો તેની પ્રજા પણ તેવીજ જ્ઞાનવાન્ નિવડે છે. પણ જેનાં માબાપ વઢકણાં, કુત્સિત, કુસંપી, ક્રૂર, કાળા અક્ષરને કુટી મારનાર, કમજોર, નિર્દય, અભણ, અશક્ત ને ધર્મહીન હોય છે તેનાં બાળક પણ તેવાંજ નિપજે છે.

બાળકોનાં વર્ત્તનનો સર્વ આધાર તેને કેળવવા પર છે. બાળકાળથી જો સદ્‌ગુણનાં બીજ રોપાય તો તે વૃક્ષનાં વિદ્યા, કીર્તિ, ધન અને સુખ વગેરે ઉમદા ફળ ઉપયોગમાં આવે, પણ દુર્ગુણ રૂપી બીજ રોપાય તો દરિદ્રતા, ભય અને પાપ વગેરે દુઃખરૂપી ફળની પ્રાપ્તિ થાય છે. એ પ્રતાપ તેમનાં માબાપનોજ છે. છોકરાંને તો જેવું શીખવીએ તેવું તે શીખે છે. શિક્ષણ કરતાં સહવાસનો ગુણ સહજમાં પ્રાપ્ત થાય છે. મનુષ્ય એ અનુકારી (નકલ કરનાર) પ્રાણી છે. બાળક જે માણસના સમાગમમાં આવે છે તે માણસના વચન-વૃત્તિ-વર્ત્તનનું અનુકરણ ઝટ કરે છે. આ

પ્રમાણે જોતાં છોકરાંને માબાપનો સહવાસ વધારે હોય છે તેથી ઘણું કરીને તે માબાપના જેવાં નિવડે છે. કહેવત છે કે "મા પ્રમાણે દીકરી અને ઘડા પ્રમાણે ઠીકરી" તથા "વડ તેવા ટેટા અને બાપ તેવા બેટા." કહ્યું છે કેઃ-

उन्मत्तो मातृदोषेण पितृदोषेण मूर्खता ।
अदत्तो वंशदोषेण आत्मदोषे दरिद्रता ॥

**ભાવાર્થ**-માતાના દોષે કરી ઉન્મત્ત થાય છે, પિતાના દોષે કરી મૂર્ખ થાય છે, વંશના દોષે અદત્ત થાય છે અને આત્મ દોષે કરીને દરિદ્રતા પ્રાપ્ત થાય છે.

सुशीलो मातृपुण्येन पितृपुण्येन चातुरः ।
दातृत्वं वंशपुण्येन आत्मपुण्यैः सुभाग्यता ॥

**ભાવાર્થ**-માતાના પુન્યે કરી સુશીલ થાય છે, પિતાના પુન્યે કરી ચતુર થાય છે, વંશના પુન્યે કરી દાતૃત્વતા અને આત્માના પુન્યે કરી સુભાગ્યતા પ્રાપ્ત થાય છે.

પ્રાચીન કાળની કુન્તિ તથા મેના અને અર્વાચીન કાળની રાણી રૂપસુંદરી તથા મીનળદેવી વગેરે બાળ વત્સલ સુઘડ માતાના દૃષ્ટાંત, સિદ્ધાંતનો અનુભવ આધુનિક કાળની કાન્તાઓએ અવસ્ય કરવો જોઇએ. એ સદગુણ સંપન્ન સન્નારીઓએ છોકરાંને બાળપણથીજ ઉમદા પ્રકારનું શિક્ષણ આપ્યું હતું તોજ તેઓ મહાન્ પદને પામ્યા હતા. પાંડવની માતા કુન્તિને પાંચ પુત્ર હતા. તે દરેકને જુદા જુદા પ્રકારની સારી કેળવણી આપી હતી માટે જ્યારે તે સર્વ મોટા થયા ત્યારે તેમનામાં કોઈ પ્રકારનો ભિન્નભાવ, કજીઓ, કંકાસ કે કુસંપ થયાનું જાણ્યું નથી. વળી જ્યારે તેઓ સ્વતંત્ર ને મોટા રાજ્યકર્ત્તા થયા અને તેમને અનેક વિપત્તિએ ઘેર્યા, ત્યારે તેઓ પરસ્પર સુદૃઢ પ્રેમથી મદદ કરતા હતા. તેમના ભૂતકાળના નિર્મળ

પણ બોધક જયનાં આજે વર્ત્તમાનકાળમાં પણ વખાણ થાય છે અને ભવિષ્યમાં પણ કેમ નહિ થાય? હાલનાં આપણાં મહારાણી વિકટોરિયાએ પણ જાણે કુન્તિના દૃષ્ટાંતનુંજ અનુકરણ કર્યું હોયની, તેમ તેણે પણ પોતાના રાજકુમારોમાંથી કોઇને રાજતંત્રની તો કોઇને નૌકાધીશની; કોઇને સૈન્યાધીપની તો કોઇને યુદ્ધ તથા કળા કૌશલ્યાદિની એમ જુદા જુદા પ્રકારની કેળવણી આપી છે. માટે તેઓ પણ ભવિષ્યમાં એજ પ્રમાણે અન્યો અન્ય મદદ કરી સત્કીર્તિ મેળવશે. ભાઇની સહાયતાથી પૃથ્વીપતિ થવાય છે એમ ઇંદ્રરાજાને પોતાનો ભાઇ કરી વામનજીએ સિદ્ધ કર્યું છે.

સર્વ વિદ્યાસંપન્ન મેનાએ પોતાની પુત્રી પાર્વતીને જાતેજ શાસ્ત્ર અને પુરાણાદિનો પાકો અભ્યાસ કરાવ્યો હતો. તેમને સ્ત્રી ધર્મ, ગૃહકાજ અને સદાચરણ વિષે વખતે વખત શિક્ષણ આપતાં હતાં. માટે જ્યારે તે યોગ્ય થયાં ત્યારે તે પણ પોતાની માતુશ્રીનું અનુકરણ કરી પાઠશાળામાં છોકરીઓને શીખવવામાંજ મચ્યાં રહેતાં હતાં. સ્ત્રી સમાજોમાં સતી સ્ત્રીઓનાં ચરિત્ર વિષે નિરંતર ભાષણ કરી તેની ઉંડી છાપ સર્વના દિલમાં પાડતાં હતાં. ઈશ્વરપૂજન, પતિભકિત, જપ, તપ, દાન, દયા અને અધ્યાત્મજ્ઞાન તથા સંપૂર્ણ વિદ્યાભ્યાસના પ્રબળથી જગત્ જનની 'સતી'ના ઉપપદને પામી તેમણે માતૃશિક્ષણના—જન્મ સદાચરણના—પ્રારબ્ધ ફળનું ઉત્તમ ઉદાહરણ આપ્યું છે.

વળી અર્વાચીન કાળની રાણી રૂપસુંદરી અને મીનળ દેવીનો દાખલો પણ હાલની સ્ત્રીઓને બહુધા બોધદાયક છે. ગૂજરાતના ચાવડા વંશના રાજા જયશિખરી અને સોળંકી વંશના રાજા ભૂવડની વચ્ચે મહા યુદ્ધ થવાનો

પ્રસંગ પાસે આવ્યો ત્યારે જયશિખરીની રાણી રૂપસુંદરી ગર્ભવતી હતી, માટે જયશિખરીની આજ્ઞાથી તેને એનો ભાઇ સુરપાળ નિર્ભય વનમાં મૂકી આવ્યો હતો. ભૂવડની સાથે બાવન દિવસ સુધી લઢાઇ ચાલી તેમાં અંતે જયશિખરી પરલોક પામ્યો. પછી રાણી રૂપસુંદરીએ વનરાજ નામના કુંવરને જન્મ આપ્યો હતો. આ વેળાએ આપણા ગૂજરાતના ભવિષ્યના રાજા વનરાજના સંરક્ષણનો અને તેની સર્વ પ્રકારની કેળવણીનો મુખ્ય આધાર તેની માતા રૂપસુંદરી પર હતો. આ સદ્ગુણ સંપન્ન પટરાણીએ તેને બાળપણથીજ એવી સારી કેળવણી આપી ઉછેર્યો હતો કે, ગુર્જરેશ્વરે કિશોરાવસ્થામાં પરાક્રમથી લઢાઈઓ કરી પોતાના પિતાનું ગયેલું રાજય પુનઃ પ્રાપ્ત કરી જય મેળવ્યો હતો. તેણે ગૂજરાત જીતી લઈને પૂર્વજોની ગાદી પુનઃ સ્થાપી હતી એટલુંજ નહિ, પણ બાપનું નામ રાખી પૂર્વજોનીએ કીર્તિ વધારી હતી! એ શું બાળકેળવણી અને રૂડા શિક્ષણનો જેવો તેવો પ્રતાપ! ધન્ય છે એવી કેળવણીને અને શાબાશ છે એવી જનેતાના બાળક પ્રત્યેના ધર્મને અને તેના બાળશિક્ષણને પણ!! એવા બાળકોને જન્મ આપનાર જનેતાજ "રત્નગર્ભા" કહેવાય છે.

સોળંકી વંશનો રજપૂત રાજા કરણ ઘે૦ સ૦ ૧૦૯૪ માં જ્યારે દેવલોકવાસી થયો ત્યારે એનો પુત્ર સિદ્ધરાજ-જયસિંહ નાની ઉમ્મરનો હોવાથી, એની મા મીનળદેવીએ એના નામથી દશ વર્ષ સુધી રાજ્ય ચલાવ્યું હતું. એ દરમીઆનમાં એ રાજરાજેશ્વરીએ પોતાના પુત્ર સિદ્ધરાજજયસિંહને ઘણા ઊંચા પ્રકારનું શિક્ષણ આપ્યું હતું, માટે સિદ્ધરાજે યોગ્ય થયા પછી રાજ્યતંત્ર હાથમાં લઇ અનેક રાજાને વશ કર્યા હતા. વિદ્યા તથા કળાકૌશલ્યને

પણ તેણે બહુ ઉત્તેજન આપ્યું હતું. જેવો તે પ્રતાપી તેવોજ ધાર્મિક પણ હતો. સિદ્ધરાજે દાનધર્મનાં એટલાં તો મોટાં કાર્ય કર્યાં છે કે તેથી તે રાજા દાનેશ્વરી એ નામથી પણ પ્રખ્યાત છે.

વિદેશી વાશિંગ્ટન, નેપોલિયન, સીઝર અને સિકંદર કે જેઓ પોતાની ગણના મહાત્માઓમાં કરાવી આ અવનિપર પોતાની નામના અમર કરી ગયા છે તે શાથી? જવાબ, પોતાની માતા તરફથી તેઓને મળેલી રૂડી કેળવણીના પ્રતાપથીજ. હજારો ગાઉ દૂર પડેલા એક નાના ટાપુના મૂઠીભર વિદેશીઓ, આ આપણી કરોડો માણસની વસતીવાળા વિસ્તીર્ણદેશને સ્વાધીન કરી, તેપર સત્તા ચલાવે છે તેનું કારણ પણ તેમની માતાઓ કેળવાયેલી હોઈને, બાળપણથીજ બાળકને યોગ્ય શિક્ષણ આપે છે એજ છે. જો તેઓની માતાઓ પણ આ ભારતવર્ષની હાલની માતાઓના જેવી અજ્ઞાન હોત તો, આપણા રાજ્યકર્ત્તા આર્ય બાન્ધવો, આ આપણા હિન્દદેશ જેવા જબ્બરદસ્ત હાથીને તાબે કરી તેને પોતાના હાથમાં કદી રાખી શકત નહિ. યુરોપ અને અમેરિકાના પ્રતાપી પુત્રો પૃથ્વીની ચારે દિશાએ પોતાની હાક વગાડી રહ્યા છે તેનું કારણ પણ માતૃશિક્ષણ, માતૃશિક્ષણ અને માતૃશિક્ષણજ છે.

ગુરુ કિંવા મહેતાજી તો નિશાળીઆને હરેક કામ કેમ કરવું તેની માત્ર કુંચી નિશાળના ચાલતા વખતમાં દેખાડે છે, પણ માતપિતા પાસેથી જે કામ શીખવાનાં હોય છે તે કામ તો બાળક પોતાના મોં આગળ કરતાં તેઓને નિરંતર જુએ છે. કહેવા કરતાં કરી દેખાડયાની અસર સારી અને વહેલી થાય છે, માટે મહેતાજી કરતાં પણ માતપિતાનો ઉપદેશ બહુ વધે છે. ફ્રાન્સનો જગત્ વિખ્યાત

નેપોલિયન કહી ગયો છે કે, બાળકને સારાંનઠારાં નિવડવાનો મુખ્ય આધાર તેની માતાપર રહેલો છે. તેમજ સમર્થ વિદ્વાન્ જ્યોર્જ હરબર્ટ પણ કહે છે કે, "સો ગુરુ જેટલું નથી શીખવી શકતા તેટલું એક સારી વર્તણુંકવાળી જનેતા શીખવી શકે છે." બાળકમાં છસાત વર્ષની ઉમ્મરે સાધારણ રીતની સમજણ આવે એટલે તેને નિશાળે મોકલવાની જોગવાઇ કરવી. સરકારની રાજ્યપદ્ધતિથી શાળામાં ધર્મની કેળવણી આપવામાં આવતી નથી, માટે છોકરાંને ઘર આગળ તેવી કેળવણી મળે એવી પણ અવશ્ય ગોઠવણ કરવી. ઉમ્મરમાં આવ્યા પછી છોકરાંને હરેક કામ કરી બતાવવું નહિ, પણ સ્વબુદ્ધિએ કરવા દેવું. એમ કરવામાં જો કાંઇ અડચણ પડતી હોય તો તે તેને પોતાની બુદ્ધિથી ખસેડતાં શીખવવું. બાળકને હમેશાં નિયમસર નિશાળે મોકલતાં રહેવું. તે ભણવાને વેઠ ન સમજે એટલાસારૂ તેને વખતેવખત નિર્દોષ રમત રમવા કે જોવા દેવી. હરેક કામ તે રાજીખુશીથી અને ઉલટભેર કરે તેવો યત્ન કરવો. નાનપણમાંથી તેને સારી સોબત કરાવવી. હમેશાં તેને સાચું બોલવાની ટેવ પાડવી. તે માયાળુ, પૃચ્છક, શોધક, સદાચરણી, વિવેકી, નીતિમાન્, સત્યવક્તા, ગંભીર, હિમ્મતવાન્, પરોપકારી, પરાક્રમી તથા સહનશીલ થાય, એવો બોધ હમેશાં હૃદયમાં ઉતરે તે રીતે વાર્તા–દૃષ્ટાંતરૂપે થોડો થોડો વખત તેને આપતાં રહેવું. બાળકોને વાર્તા સાંભળવાનો ઘણો શોખ હોય છે માટે નિરર્થક વાર્તા કહેવા કરતાં સુબોધક વાર્તા કહેવી.

નાની વયનાં છૈયાંથી સમજાય એવી તરેહ તરેહવારની સુબોધદાયક અને મનોરંજક કહાણી, કહેવત, વાત, ઉખાણા અને સહેલી સમસ્યાઓ તેમને કહેવી. જૂની

આવડતી હોય તો તે અને ના આવડતી હોય તો જેથી બુદ્ધિનો પ્રકાશ થાય એવી યુક્તિપૂર્વક નવલ જોડીને પણ કહેવી. એથી રસ પડવાને લીધે છોકરાંના મનને જ્ઞાનની વહેલી અસર થાય છે. એવી કહાણીઓ સાંભળતાં કે સંભારી રાખીને જ્યારે જ્યારે તત્સંબંધી તેઓ કાંઇ પ્રશ્ન પૂછે ત્યારે ત્યારે તેનો ખુલાસો તેમના મનમાં ઠસે એવી સરળ રીતે કરવો. એમાં જે ખરી બનેલી હોય તથા શીખામણનેસારૂ જોડી કહાડી હોય તે તેજ પ્રમાણે સમજાવવી. નાનપણમાં જે ટેવ પડે છે તે મોટાં થયે પણ જતી નથી, માટે કુમળી વયમાંજ તેમની કટેવ મૂકાવવા તેને લગતી જે અસરકારક અને રમુજી કહાણી કે વાર્તા હોય તે પણ તેમને કહેવી. પરન્તુ માનતા અને બાધાઆખડીની અનીતિમાન્, તેમજ ભૂતપ્રેતની વહેમભરી વાતો કદી કહેવી નહિ. જૂઠું બોલવાથી, ભુંડી રમત રમવાથી અને દુરાચારથી શા શા હાનિકારક બનાવ બને છે, તેનું સારી રીતે વિવેચન કરી સમજ પાડવી. કોઇપણ બાબત ચાલુ કે બની ગયેલા બનાવના દાખલાથી સમજાવવાની રીત ઉત્તમ છે, માટે તેનો પ્રસંગોપાત્ત ઉપયોગ કરતાં રહેવું. છોકરાં મોટાં થઇ પોતાનો ધંધો કે વ્યવહાર ચલાવવા યોગ્ય થાય એટલે તેમને ઘટતી સલાહ આપવી. જે કામમાં મદદની જરૂર હોય તે કામમાં બની શકે તેટલી મદદ પણ કરવી.

છોકરાં નઠારી ચાલે ચાલતાં હોય, ખોટાં કામ કરતાં હોય અને હૂકમ પ્રમાણે વર્તતાં નહોય, તો તેમને સ્વાધીન રાખવાસારૂ ગાળ ભાંડવી કે શારીરિક શિક્ષા કરવી નહિ. પણ શિક્ષા કરવાના ઉપદેશના પ્રકરણમાં સામ, દાન, દંડ અને ભેદ એવા ચાર પ્રકાર

આપણા ઉપદેશકોએ દર્શાવ્યા છે; તે પ્રમાણે પ્રથમ મર્યાદા સહિત શાન્તપણે મીઠાસથી, પછી તેને વહાલી લાગે અને આપવામાં હરકત ન હોય તેવી ચીજ આપીને દાનથી, પછી વિચારપૂર્વક સહજસાજ મારની શિક્ષા એટલે દંડથી અને છેવટે સાત્વિકભાવ દબાવીને ક્રોધ વગેરે આવેશ અથવા યુક્તિથી ભેદની શિક્ષા કરવી. પણ મૂળમુદ્દે ગમે તે રીતે ક્લેશ ન થતાં, આપણા કહેવાની અસર થાય એજ તેનું પરિણામ આવે તેમ વર્ત્તવું. આટલી શિક્ષાથી બાળકો જ્યારે કહ્યા પ્રમાણે વર્ત્તે નહિ કે સારી ચાલે ચાલે નહિ ત્યારે દાનસ્વરૂપે, તેમને આપેલી ચીજમાંથી જે તેમને વધારેમાં વધારે પ્રિય હોય તે લઇ લેવી. એતો સ્વાભાવિક છે કે જે ચીજનીપર જે માણસનો ઘાડો પ્રેમ હોય છે તે ચીજ ખુંચી લેવાથી તેને મસ પરિતાપ થાય છે. એજ નિયમાનુસાર છોકરાંની પરમ પ્રિય ચીજ તેની ખરાબ વર્ત્તણુંકને લીધે લઇ લેવાથી તે વધારે દિલગીર થઇ દુરાચાર તજી દેશે. અને એની અસર તેમનાં હૃદય ભવનમાં કોઇ પણ પ્રકારની શારીરિક શિક્ષા કરતાં વિશેષ થશે એ અનુભવ સિદ્ધજ છે.

બાળપણથી જેવું શિક્ષણ બાળકને મળે તેવાં તે નિવડે છે માટે બાળપણથીજ તેમને સારૂં શિક્ષણ આપવું. મહારાણીજીનો વડો પ્રધાન મિ૰ ગ્લાડસ્ટન અને હિન્દહિતેચ્છુ આપણો પ્રજાપ્રિય માજી વાઇસરાય લોર્ડ રીપન એ પ્રથમ બાળકજ હતા. પરન્તુ બાળપણના રૂડા શિક્ષણના પ્રતાપથીજ તેઓએ મહાન્ મનુષ્યોમાં પોતાની ગણના કરાવી છે. માટે બાળશિક્ષણની સંભાળ સર્વ કરતાં વધારે રાખવી જોઈએ છે. જે વડે બાળક આરોગ્ય રહી સુખમાં ઉછરી મોટાં મનુષ્ય થાય અને બળબુદ્ધિથી લોકમાં સન્માન પામે તેનું નામજ ખરૂં બાળશિક્ષણ.

---

# હુન્નરકળા.

લેખન વાચન ગાન ને, નૃત્ય ભરત વાજિંત્ર;
રસોઇ ભણતર કાવ્ય ને, ઓટણ સીવણ ચિત્ર.
કુશળ કામિની શીખશે, હુન્નરકળા અનેક;
મેળવશે ધન માનથી, રાખી ટેક વિવેક.

આપણા નિર્ધન અને સમૃદ્ધિ રહિત દેશને સધન કરવાસારૂ વિદ્યાહુન્નરની અવશ્ય જરૂર છે. મનુષ્ય હુન્નરી કહેવાય છે. વિદ્યાહુન્નર વગરનું મનુષ્ય તે માણસજ નહિ એમ તો પાછળ કહ્યું છેજ. પ્રાચીનકાળમાં વિદ્યાહુન્નરને લીધેજ સર્વ દેશોમાં આપણો દેશ ચઢીઆતો હતો. આપણા દેશની એ કાળની શિલ્પકળાદિનાં વખાણ તો આજે પણ યૂરોપ અને અમેરિકા જેવા ઉદ્યોગી, સાહસિક અને બુદ્ધિ ચાતુર્યવાળા પરદેશમાં પણ થાય છે. હરકોઇ દેશની સારી માઠી સ્થિતિ તે દેશમાં ચાલતા ઉદ્યમ તથા હુન્નરથી જણાય છે. જે દેશમાં કાંઇ પણ હુન્નર નહિ તે દેશ ભીખારીજ.

આપણા લોકો પાસે નવા નવા હુન્નરો શોધવાનાં હાલ પૂરતાં સાધનો નથી, તોપણ તેઓ જીર્ણ થતા હુન્નરોનો પુનરોદ્ધાર કરવા કાંઈ શ્રમ લે, તો તેથી પણ આપણા દેશ અને દેશીઓને બહુ લાભ થાય. બ્રિટિશ રાજ્ય થયાની પૂર્વે, આ દેશના લોકો પોતાના ખપ જેટલો માલ બનાવવા ઉપરાંત, દૂર દેશાવરના લોકોને પણ જોઈએ તેટલો માલ પૂરો પાડતા હતા. પણ ઈંગ્લંડના લોકો વરાળયંત્રની શોધ કરીને તેની મદદવડે સારો અને સસતો માલ બનાવવા લાગ્યા, તેથી હિંદુસ્થાનના લોકો તેની બરાબરી કરી શકયા નહિ. આ વખતથી ઈંગ્લંડના લોકોએ સારો અને સસતો માલ જથાબંધ બનાવી

હિંદુસ્થાનને પાછળ મૂકયું તે મૂકયું. એ પછી હિંદુસ્થાનનો વેપાર હુન્નર ડૂબ્યો અને તેમાં વહેતી સમૃદ્ધિની સરિતાઓ સૂકાઇ ગઇ.

પ્રાચીન કાળમાં ૧૪ વિદ્યા, ૬૪ કળા અને ૭૨ ચાતુરી આપણાં લોકો ધરાવતા હતા. જેનાં નામ માત્રજ હાલતો રહ્યાં છે, એમ કહેવું અનુચિત નહિ ગણાય. એમાંના, ઘરસંસારોપયોગી માટીનો કેટલોક સામાન બનાવવાની વિદ્યા, કાપડ વણવાની વિદ્યા, રંગવાની વિદ્યા, ભરત ભરવાની, સીવવાની તથા ગુંથવાની વિદ્યા અને ચિત્ર કળાદિ થોડા હુન્નરો આજે પણ આપણાં ચંચળ ચતુરાને જો શીખવવામાં આવશે તો આપણો આ દેશ ભવિષ્યમાં પોતાની પ્રાચીન કીર્તિને પુનઃ પ્રાપ્ત કરશે.

ઉદ્યોગ, આગ્રહ–ખંત–અને શ્રદ્ધા ભક્તિથી ગમે તેવો દુર્ઘટ પદાર્થ પણ પ્રાપ્ત થાય છે. માટે સ્ત્રીઓએ પોતાના ઉપયોગની ચીજ મેળવવાને ઉદ્યમ કરવો જોઇએ. જેઓ ઉદ્યમ કરે છે તેઓને તેનો બદલો મળ્યા વગર રહેતો નથી. પણ જેઓ આળસને તાબે થઈ કાંઇ ધંધો કરતાં નથી તેઓ ઉપયોગી વસ્તુ મેળવી શકતાં નથી. નિરૂદ્યમી માણસજ દરિદ્ર, ભય, શોક અને દુઃખનાં દાસ થઇ પડે છે. પણ ઉદ્યમી માણુસ તે સર્વપર પોતાની સત્તા ચલાવી સુખમાં દિવસ નિર્ગમન કરે છે. એક ખેડુતની સ્ત્રી તેના પતિને ચોમાસાના ચાર માસમાં મદદ કરે છે તો તે બાકીના આઠ માસ પોતાના કુટુંબનો નિરાંતે નિર્વાહ ચલાવે છે. ખેડુત જમીન ખેડી તેમાં અનાજ પેરે છે ત્યારે તેની ભાર્યા ભાતું તૈયાર કરી ભરથારને જમવાસારૂ ખેતરમાં આપી આવે છે. વળી અનાજના ખેતરમાં કે કયારામાં તરુની પાસે ઉગેલા ઘાસપાલાને નીંદે છે અને તરુને રોપવા લાગે છે. એજ પ્રમાણે તેનાં છોકરાં પણ એ ઉદ્યમ પાછળ લાગ્યાં રહે

છે. અને પરિણામે પોતાના ઉદ્યમથી આખું કુટુંબ પણ ઉદ્યોગી નિવડે છે. ઉદ્યમથી જેમ દુઃખીના સુખી, મૂર્ખના પંડિત અને રંકના રાય થયેલાના દાખલા ઘણા મળે છે તેમ આળસથી સુખીના દુઃખી, પંડિતના મૂર્ખ અને રાજાના ભીખારી થયાનાં ઉદાહરણો પણ ઘણાં જોવામાં આવે છે. ગાર્ગી જેવી બ્રહ્મચર્ય પાળનારી પણ ઉદ્યોગવડેજ બ્રહ્મજ્ઞાની થઇ હતી. ઉદ્યમવડેજ મીરાંબાઇ પણ અજ્ઞાની ટળી ભકત કહેવાઇ છે. ઇંગ્લંડના તત્વજ્ઞાની સર વીલિયમ હામિલ્ટનની સ્ત્રી એટલી ઉદ્યોગી હતી કે તેની સહાયતાથીજ સર વીલિયમ હામિલ્ટનની તત્વવેત્તાઓમાં ગણના થઇ અને તેના ઉત્તમ ગ્રંથો પણ પ્રસિદ્ધિને પામ્યા. આપણા દેશનો હિતોજન મિત્ર મિ૦ ફાસેટ અંધ છતાં તેની સ્ત્રીની મદદથી ટપાલ ખાતાના ઉપરીનું કામ કરતો હતો. વળી તે સ્ત્રીએ અર્થશાસ્ત્રનો ઉપયોગી ગ્રંથ પણ રચ્યો છે. ઉદ્યોગનેમાટે નાનામાં નાના પ્રાણી મધમાખી અને કીડીના દાખલા પણ લક્ષમાં લેવા જોગ છે.

## ચોપાઇ.

ઈશે સૃષ્ટિ કરી જાહરે, નહિ મેડી મંદિર તાહરે;
માટી ચૂનો કાષ્ટજ ઘણાં, કર્યાં ઉદ્યમે ઘર તે તણાં.
વાવે કપાસ પકવે વસ્ત, વીણે વિવિધ પ્રકાર સમસ્ત;
જો ઉદ્યમ એવો નવ કરે, કર્મવંત તો નાગો ફરે.
પૃથ્વી ખેડે પકવે ધાન, ઉદ્યમ તો તરૂકલ્પ સમાન;
ઠામ ઠામ ઉદ્યમનું જોર, વેહેમ કર્મ અંધારૂં ઘોર.
પકવે તેલ ઘાણી પીલાય, દીપક જો કરે તો થાય;
મેળવી દૂધ ને જેણીવાર, વલોવતાં ઘૃત નિકળે સાર.
ભર્યાં અંન ઝાઝાં ઘરમાંય, રાંધ્યાવિના તે કયમ રંધાય?
કદાચ પિરસે જો મન ગમે, ઉદ્યમ કર્યાવિના કયમ જમે?
પાતાળે પણ રહે છે નિર, જાણે છે તે સરવે ધીર;
ખણે કૂપ ઉદ્યમ જો લીએ, ત્યારે સૌકો પાણી પીએ.

(સામળભટ્ટ.)

સધવા સ્ત્રીઓ ઘરસંસારના કામમાં જેટલી વીટલાયેલી હોય છે તેટલી વિધવાઓ હોતી નથી. માટે તેઓ ઠરેલપણે અને એકાગ્રચિત્તે ચીતરવાનો, રંગવાનો, ભરત ભરવાનો અને શિક્ષાગુરુનો ધંધો કરવાને કેટલીક રીતે યોગ્ય છે. આપણા દેશમાં જે સ્ત્રીઓ રેંટીઆ અને ખાંડવા તથા દળવાના ઉદ્યોગપર પોતાનો ગુજારો કરે છે, તેના કરતાં ઓછી મહેનતે એવા ધંધામાં સારૂં પેદા કરી શકશે. વળી વિદ્યાવિલાસથી વિધવાઓને તો પતિ વિયોગનું દુઃખ પણ વિસારે પડશે. અને ભવિષ્યમાં પણ તેઓ વિદ્યાદાનથી અતુલ્ય સુખની પ્રાપ્તિ કરી શકશે. સીવવાનો ઉદ્યોગ પણ ઉપયોગી છે. એ ઉદ્યમ તો દરેક ગૃહિણીએ નાની ઉમ્મરમાંથીજ ગ્રહણ કરવો જોઇએ છે. જે સ્ત્રીને સોય પકડી તેનો ઉપયોગ કરતાં આવડતો નથી તેની બહુ મશ્કરી થાય છે. પોતાનાં, પોતાના વરિષ્ઠનાં અને પોતાના સંતાનનાં વસ્ત્ર સહજ ફાટયાં હોય તેને સીવીને પહેરવા કે પહેરાવવાને બદલે તેવાં ફાટેલાંજ વાપરવામાં આવે તો તે સઘળાં વધારે ફાટી જાય છે, અને સંસારમાં ખોટું દેખાય છે એટલુંજ નહિ, પણ તેથી વખતે વખત ઘણું નુકસાન થાય છે. ગુંથતાં કે ભરત ભરતાં આવડતું હોય તો તેથી પણ ઘણો ફાયદો છે. બાળકનેસારૂં એક ટોપી ગુંથવાની હોય કે એક ઝભલું ભરવાનું હોય અને તે પોતાને ન આવડતું હોય, તો ઉન તથા હીર લાવી તે બીજા માણસને આપવું પડે છે. એ માણસને ગુંથવાના કે ભરવાના પૈસા આપવા પડે, તે ઉપરાંત તે જે કંઈ ચોરી લે તેતો જુદુંજ. વળી તે મનપસંદ ન ગુંથાય કે ન ભરાય તો તે નિરૂપયોગી થઇ પડી વિશેષ પૈસાનું નુકસાન થાય છે. પણ જે સ્ત્રીઓ તે કામ જાતે કરી જાણે છે તેને તેવું નુકસાન ભોગવવું પડતું નથી.

એવી સ્ત્રીઓ પોતાના પતિ તથા સાસુ—સસરાદિને બહુ વહાલી અને મદદગાર થઇ પડે છે.

ગાયનકળા પણ સ્ત્રીઓને બહુ ઉપયોગી છે. ચોસટ કળામાં એ મુખ્ય છે. ગાનતાન ગમેતેવા ઉદ્વેગમાં પડેલા માણસને બે ઘડી ખુશી કરે છે. એટલુંજ નહિ પણ તે બીજાનું દુઃખ પિગળાવવાની અને ક્રોધ સમાવવાની શક્તિ ધરાવે છે. માટે પ્રેમદાઓએ તેનો પણ સારો અભ્યાસ કરવો જોઇએ. ગાનતાન એટલે આધુનિક નાટકના "ઑપેરા" નહિ પણ વિનોદદાયક માંગલિક ગીતો, છંદપ્રબંધો અને શિક્ષણીય બોધથી ભરપૂર રાગરાગણીઓ જાણવાં. દિલ્લીના બાદશાહ અકબરના વખતમાં બુંદીકોટાના રાજા ચાંપરાજ હાડાનો, તેની પતિવ્રતા સ્ત્રી સોનરાણીના નૃત્ય અને સંગીતવડેજ ફાંસીની શિક્ષામાંથી છૂટકારો થયો હતો. સોનરાણીએ નૃત્ય અને ગાયનથી અકબર બાદશાહને બહુ રંજીત કર્યો હતો. એ રાણી જેમ ગાયનમાં ઉત્તમ તેમજ નૃત્યમાં પણ નિપુણ હતી. સુપ્રસિદ્ધ ભક્ત મીરાંબાઇ સંગીતશાસ્ત્રમાં બહુ કુશળ હતી. તેનાં રચેલાં ઘણાં પદો તો કેટલાક સંપ્રદાયમાં આજે પણ લોકો શ્રદ્ધાભાવે આનંદથી ગાય છે. સારા ગાયનથી આપણા દેશના ગારુડીઆ ઝેરી અને ભયંકર સાપ જેવા પ્રાણીપર અસર કરી તેને વશ કરી શકે છે, તો ગમે તેવા ક્રોધાંધ અને બૂરા સ્વભાવના માણસોને અથવા પોતાના ભરથારને રીઝવવા અને વશ કરવામાં તો તે એક વશીકરણવિદ્યા છે. જે સ્ત્રીઓએ ગાયન, કાવ્ય તથા વાદ્યાદિ કળાનું મનોરંજક જ્ઞાન મેળવ્યું હોય છે, તેઓનો આ સંસારાશ્રમમાં, સ્વર્ગમાં વિરાજતા ઇંદ્ર દેવતા સરખું અનુપમ સુખ અનુભવે છે.



# સદાચરણ.

"સદાચરણ ચિત રાખતાં, સત્ય ભાખતાં સાર;
સદાચરણ ચિત હરિતણાં, સ્ફુરે તરે સંસાર."

સ્ત્રીઓમાં પૃથ્વીના જેવી ક્ષમા, પર્વતના જેવી ધૈર્યતા અને સમુદ્રના જેવી મર્યાદાના ગુણની અવશ્ય જરૂર છે. બાળબચ્ચાં, સગાંસહોદર કે પરિજન કંઇ અયોગ્ય બોલે તો તે ભૂલની તેમને ક્ષમા કરી તેમનું હિત કરવું. ખેડુત લોકો લોખંડની હળપુણીવડે પૃથ્વીના પટપરના પોપડેપોપડા ઉખેડે છે, તોપણ ધરતીમાતા તેનું કાંઇ અનિષ્ટ નહિ કરતાં, ઉદારવૃત્તિથી તેને સારૂં ફળ આપી તેનું કલ્યાણ કરે છે. પર્વતપર મેઘવૃષ્ટિ વગેરેના પ્રહારો થયાં કરે છે તોપણ તે પોતાની ધૈર્યતા છોડી ચળતો નથી. એજ પ્રમાણે સ્ત્રીના ઉપર ગમે તેટલી વિપત્તિ આવી પડે તોપણ તેણે પોતાનું ધૈર્ય છોડવું નહિ. ધાર્મિક જનરૂપી સોનાની ખરી કસોટી વિપત્તિજ છે. એથીજ ખરા ધર્મની પરીક્ષા થાય છે. સીતા, દ્રૌપદી, દમયંતી અને અનસૂયા આદિ સતી સ્ત્રીઓનું ધાર્મિકપણું એજ કસોટીએ કસાયાથી સહજે સમજાયું છે. સમુદ્ર પોતાની મર્યાદા છોડે તો જળપ્રલયથી સર્વનો નાશ થાય, તેમ સ્ત્રી પોતાની મર્યાદા તજી સ્વચ્છંદે વર્ત્તે તો પોતાનો, પોતાના કુટુંબનો અને કુળનો સત્વર નાશ થાય. એમ ન થાય એટલાસારૂ ઈશ્વરેચ્છાએ સમુદ્ર જેમ પોતાની મર્યાદા રાખી રહ્યો છે તેમ સ્ત્રીઓએ પણ નિરંતર મર્યાદાથી વર્ત્તવું.

વળી સ્ત્રીઓએ સમુદ્રના જેવું ગંભીર પેટ, ચંદ્રના જેવું શીતળ મન અને આકાશના જેવું નિર્મળ અંતઃકરણ

રાખવું. એમ રાખવાથી આધિ, વ્યાધિ ને ઉપાધિ કંઇપણ અસર નહિ કરતાં સદા અલગ રહે છે. આકાશના જેવું નિર્મળ અંતઃકરણ રાખ્યાથી, દુષ્ટ પુરુષોના ગમે તેવા પ્રયત્ન છતાં પણ, પોતાના સત્કુળને કે પોતાના પતિવ્રતપણાના શુદ્ધ ધર્મને કાંઇ લાંછન લાગતું નથી; પણ પોતાના કુળ મોટપના મહાન્ ગુણના સુપ્રભાતનો ઉદય થાય છે.

પરમેશ્વર સર્વને પોતાના ગુણદોષ પ્રમાણે સુખદુઃખ આપે છે. આ સૃષ્ટિની અદ્ભુત રચના રચનાર તથા આપણને જન્મ આપનાર પ્રભુના અહર્નિશ ગુણ ગાવા અને તેનીજ ભક્તિમાં મંડ્યા રહેવું એ સારામાં સારો ગુણ છે. માટે દરેક સ્ત્રીએ પણ નિત્ય સવાર સાંજ તેનું સ્મરણ કરવું. સ્ત્રીઓએ પોતાનું શિયળ સાચવી સ્વામીસેવામાં અતિ આદર સહિત હાજર રહેવાનો ગુણ પણ તેવોજ ઉમદા ગણાય છે. સાસુસસરા અને માવિતરની ચાકરી કરવી. સાસરીનાં સગાં સહોદર અને ઘરનાં સર્વ નાનાં મોટાંને યોગ્ય માન આપવું. બંધુજન અને ચાકરાદિ પરિજનપર હેત રાખવું. માબાપ અને સાસરીનાં કુળદીપક થવું. કોઈ દિવસ રોષમાં રહેવું નહિ.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ષટ્ શત્રુથી છેટે રહેવું. કોઇનાપર પણ કુદૃષ્ટિ કરવી નહિ. કોઇના પર ક્રોધ કરવો નહિ. લોભ રાખવાથીજ પાપ કરવાની મતિ થાયછે. लोभ मूलानि पापानि 'અતિ લોભ એ પાપનું મૂળ' અથવા 'લોભે લક્ષણ જાય' એ સત્ય જાણી લોભ રાખવો નહિ. પૃથ્વીપરના પદાર્થ નાશવંત છે. જે પદાર્થપર આપણને વિશેષ મમતા હોય છે તે પદાર્થનો નાશ થયાથી આપણને ખેદ થાય છે. માટે કોઇપણ પદાર્થપર ઝાઝો ચાહ રાખવો નહિ. મદ એટલે અહંકાર, એ તો મનુષ્ય

માત્રનો પરમ રિપુ છે. માટે કોઇએ પણ અંતઃકરણને તેનો પાશ લાગવા દેવો નહિ. હમેશાં વિનયી અને નમ્ર રહેવું. હું આટલું શીખી છું અને મને અમુક અમુક આવડે છે તથા તે પુરુષો કરતાં પણ વધારે છે એમ ગણી મનમાં પણ આત્મસ્તુતિ અને પરનિંદા કરવી નહિ. અલ્પ જ્ઞાન ને અભિમાન એ અતિ હાનિકારક છે. ભલે ભણીગણીને ડાહ્યાંડમરાં થયાં હો, પણ જ્યાં સુધી અહંકાર છે ત્યાં સુધી પ્રતિષ્ઠા મળનાર નથી. લંકાપતિ રાવણ અને કુંબેર જેવા ધનાઢ્ય તથા બૃહસ્પતિ જેવા વિદ્વાનોનો પણ ગર્વ રહ્યો નથી તો આપણ પામર પ્રાણી શી ગણતરીમાં ?! જેમ જેનામાં બુદ્ધિ તથા જ્ઞાન વધારે હોય છે તેમ તે વધારે નમ્ર થાય છે. મહાકવિ કાળીદાસ કહે છે કે "જ્ઞાનીઓ ગુણની સમૃદ્ધિ છતાં પણ ઉદ્ધત થતા નથી." કેમકે આમ્રવૃક્ષને જેમ જેમ ફળ આવતાં જાય છે તેમ તેમ તે વધારે નમતું જાય છે. મહાજ્ઞાની ભર્તૃહરી કહે છે કે, 'જ્યારે મારામાં અલ્પજ્ઞાન હતું ત્યારે હું અભિમાનથી પોતાને પૂર્ણ જ્ઞાની માનતો હતો. પણ જ્યારે મને પંડિતોનો સમાગમ થયો ત્યારે હું મૂર્ખ છું એમ મને જણાયું અને તે દહાડેથી મારો ગર્વ જ્વરની પેઠે જતો રહ્યો.'

### તોટક.

હસતાં હસતાં વદતો નહિરે, અભિમાનથકી વદતો નહિરે;
સજવાઈ કરી વદતો નહિરે, વળી સત્યપણે વદજે સહિરે.
હિતકારક મીઠુંજ નિશ્ચયરે, કરજે શુભ ભાષણ નિર્મળરે;
પરનું સુણિ દે સત ઉત્તરરે, વચમાંજ ઉતાવળ ના કરરે.

(નર્મ કવિતા.)

કોઈની પણ સાથે બોલતાં ચાલતાં તથા બેસતાં ઉઠતાં વિવેક મર્યાદાથી વર્તવું. પૂછ્યા વગર વગર અર્થનું બોલવું નહિ.

"અણુ બોલાવ્યું બોલે તે તણખલાને તોલે." માટે કોઇની પણ વાતમાં વચ્ચે બોલીને પોતાનું ગૌરવ ઘટાડવું નહિ. જ્યારે કોઇ કાંઇ પૂછે ત્યારે તેને પ્રસન્ન મુખથી યથાર્થ ઉત્તર આપવો. હાથ, પગ અને ચક્ષુને ચંચળવૃત્તિમાં રાખી કશા પણ ચાળા કરવા નહિ. બહુ હસવું નહિ અને કોઇની પણ સામે ટીકી ટીકીને જોવું નહિ. જૂઠું તો જરા પણ બોલવું નહિ. જૂઠું બોલનારનો જગત્‌માં કોઈ વિશ્વા · કરતું નથી. અસત્ય જેવો અન્ય અધર્મ નથી અને તે સમાન બીજું પાપ નથી અસત્યવક્તાનો અવતાર એળેજ જાય છે, એ સદા સ્મરણમાં રાખી હમેશાં સાચું કહેવું. સ્ત્રીઓએ લઘુ કે દીર્ઘશંકા જેવી શરીરની કુદરતી હાજતો અને સ્નાનાદિ ઉઘાડી જગામાં કરવા કરતાં કોઇ પણ બંધીઆર જગામાં કરવાની રીત ઉત્તમ તથા લજ્જાયુક્ત છે. સમુદ્ર, સરોવર, નદી અને તળાવ વગેરે સ્થળે જ્યાં પુષ્કળ પુરુષો પણ સ્નાનાદિને સારૂ આવ્યા હોય ત્યાં ઉઘાડું અંગ રાખીને કદી પણ નહાવું નહિ. મનુસ્મૃતિના ચોથા અધ્યાયના ૪૫મા શ્લોકમાં કહ્યું છે કેઃ-

नान्नमद्यादेकवासा न नग्नः स्नानमाचरेत् ।
न मूत्रं पथि कुर्वीत न भस्मनि न गोव्रजे ॥

**અર્થ**-એક વસ્ત્ર ધારણ કરીને જમવું નહિ; નાગાં નહાવું નહિ, રસ્તામાં મૂતરવા કે ઝાડે ફરવા બેસવું નહિ; રાખોડી ભરવાની જગોએ કે ગાયની ગમાણમાં પેશાબ કરવો નહિ.

કુલીન સ્ત્રીઓએ નાટક ચેટક કે રમત તમાસા જોવા જવું નહિ. બહુ બોલાં તેમજ થોડા બોલું ને થાંભલા કોરં તથા છેક દિગમૂઢ પણ થવું નહિ. સદ્‌ગૃહસ્થના ઘરની રીતભાતનું અનુકરણ

કરી તે રીતે બોલવું ચાલવું. કોઈપણ પ્રકારના જંતર, મંતર તથા દોરાચિઠ્ઠીને માનવાં નહિ. વહેમ સર્વ ખોટા છે. રાત પડે ત્યારે આજે શાં કામ કર્યાં અને આવતી કાલે શાં શાં કામ કરવાનાં છે તેની જો બની શકે તો નોંધ કરીને સૂઇ રહેવું; અને બીજે દિવસે અરુણોદય થતાંજ અનુક્રમે કામ કરવું. જે માણસો નકામા બેસી રહી આળસમાં દિવસ નિર્ગમન કરે છે તેઓજ ઘણું કરીને દુરાચરણી થાય છે. માટે કોઇ પણ દિવસે નકામા બેસી રહેવું નહિ. જે કામથી પોતાનું અને પરિજનનું અનહિત ન થતાં સર્વેનું હિત થતું હોય તે કામ કરવું. પોતાની બરાબર બધાને લેખવાં. કહ્યું છે કે, आत्मवत् सर्व भूतेषु यः पश्यति स पंडितः એટલે પોતાની પેઠે જે માણસ સઘળાં પ્રાણીઓને સમજે છે તેને પંડિત કહેવા. કોઇ પણ કામ મમત કે દુરાગ્રહથી કરવું નહિ. એમાં જય કરતાં પરાજયનું પલ્લું નમતું રહેછે. માટે જે વાજબી હોય તે સ્વીકારવામાંજ શોભા છે. જે કામ કરવાથી કંઈ પણ સંતોષ થાય તે કામ બેલાશક કરવું પણ જેથી દુઃખ ઉપજે તેવું કામ તો કદાપિ કરવુંજ નહિ. મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ १६१ ॥

**અર્થ**—જે કામ કરવાથી આપણા અંતરાત્માને સંતોષ થાય તે કામ અવશ્ય કરવું. પણ એથી ઉલટું પરિણામ નિપજવા જેવું હોય તો તે ન કરવું.

સ્ત્રીઓમાં સહનશીલતાના ગુણની પણ બહુ જરૂર છે. પતિ માર મારે, બાળક રંજાડે, સાસુસસરા કે માબાપ

લઢે વઢે; બાળ બચ્ચાં, સગાં સહોદર કે પરિજન કંઇ અયોગ્ય બોલે તો તે સહન કરવું. સ્ત્રીનું શાણપણ સહન કરવામાંજ છે. જે સ્ત્રીઓ એ પ્રમાણે સહન નહિ કરતાં સામે બોલે છે તે પરિણામે દુઃખમાં દિવસ કાઢે છે. મા-બાપ, સાસુસસરા, જેઠજેઠાણી ને નણંદ વગેરે જે કોઇ કંઇ કહે અથવા પોતાની ભૂલ સુધરાવવાને ઠપકો દે તો તેમને પ્રત્યુત્તર આપતા પહેલાં તે સહન કરવાની, પોતાના દોષ સુધારવાની ને પોતાના દોષ ન હોય તો વિનયથી ખાત્રી કરી આપવાની ટેવ પાડવી પણ વ્યર્થ તકરાર તો કદી કરવી નહિ. જ્યારે તેઓ સઘળું કહી રહી પોતાનાં કામથી નવરાં બેસે ત્યારે તેણે તેમના મનનું સમાધાન કરવું. કોઇ પણ કામમાં સાહસ કરવું નહિ. "સાહસ કર્મ કર્યા થકી હોય હર્ષનો નાશ." ભુંડા બોલ કે અપશબ્દો મુખમાંથી ઓચરવા નહિ. ગાળનું નામ તજવું. પોતે વિદ્યા ભણી બહુશ્રુત તથા જ્ઞાનવાન્ થઈ સર્વ બાળગોપાળને વિદ્યા શીખવી જ્ઞાની કરવાં. ઘરકામમાં પણ પ્રવીણ રહેવું. જે સ્ત્રી ઘરનો કાર્યભાર ચલાવવા ચહાતી હોય તેણે હિસાબ રાખતાં અને તે લખતાં અવશ્ય શીખવું. સ્ત્રીઓએ પોતાને યોગ્ય એવાં ધર્મનાં, નીતિનાં, હુન્નરકળાનાં અને પાકશા-સ્ત્રનાં પુસ્તકો વખતે વખત વાંચવાનો મહાવરો રાખવો. એક પળ પણ વૃથા ગાળવી નહિ. યાદ રાખવું કે ગઇ પળ પાછી મળતી નથી. વેળા એ વસુ છે. માટે જેણે વખત ગુમાવ્યો તેણે ગર્થ ગુમાવ્યો સમજવો. સર્વ સ્થળે અને સઘળો વખત આનંદમાં રહેવું. આનંદી, ભણેલી, ક-ળાવંત્, ગુણિયલ મર્યાદશીલ અને મીઠા સ્વભાવવાળી સ્ત્રીઓ બીજી સ્ત્રીઓને નકલ કરવા જોગ નમુનો થઇ પડે છે. જેના ઘરમાં સુંદર, પ્રેમાળ, સુપાત્ર અને મધુરવાદિની સ્ત્રી હોય

છે તેનું ઘર બહુ સુખી કહેવાય છે. કુટુંબ સુખી એડમન્ડ બર્ક નામે ઇંગ્લંડનો પ્રસિદ્ધ વકતા પોતાના ઘર વિષે કહે છે કે, "ઘરમાં પગ મૂકતાંજ મારી સઘળી ચિંતા દૂર થાય છે." ચિંતા દૂર કરવાની ઘણી જરૂર છે કેમકેઃ–

चिंता चिता समानेव बिंदुमात्रं विशेषत: ।
सजीवं दहते चिंता निर्जीवं दहते चिता ॥

ઘણી સ્ત્રીઓ પોતાનો ચહેરો શોભાવવાને ઘણો ખરચ તથા તરેહવાર યુક્તિઓ કરે છે તેમ ખરી પ્રમદાએ કરવું નહિ. તેણે તો પોતાનું શરીર બાહ્યાંતર સણગારવાસારૂ તથા સૌંદર્ય વધારવાસારૂ પ્રથમ પોતાના વિષે પુરતું જ્ઞાન, સંગીન અનુભવ, સંતોષ, સત્યતા, વિવેક, મર્યાદા, દયા, ડહાપણ, પરોપકાર, નમ્રતા, સ્વચ્છતા, ગૃહકૃત્યમાં કુશળતા, પતિપ્રેમ, અને ઈશ્વરભક્તિ આદિ ઉત્કૃષ્ટ ગુણ સંપાદન કરવાની સાથે યોગ્ય વસ્ત્રાલંકાર સજવા. એથી આપોઆપજ ખિલતો ગુલાબી ચહેરો પ્રકાશવા લાગશે. આવી ભાર્યાનો જે ભરથાર તેજ ખરો ભાગ્યશાળી !

सा भार्या या शुचिर्दक्षा सा भार्या या पतिव्रता ।
सा भार्या या पतिप्रीता सा भार्या सत्यवादिनी॥

કવિ નર્મદાશંકર પણ ભલી ભાર્યાના બાહ્યાંતર સદ્ગુણનું વર્ણન નીચે પ્રમાણે કરે છેઃ–

## સોળ સણગાર (બહારના.)

## કવિત.

કેશને સમારી રહી, અંગ મુખ ધોઈ કરી;
પેરી લે સુકંચુકી જે હોય તસતસતી;
પગ હાથ કાન કોટ, એ તણાં ભૂષણ થોક;
જુગતીથી સજી લેતી નહીં ઠસઠસતી;

કાજળ સુરેખ હિંગળોક તે કપાળ સેંતે;
ચણીઓ ને સાડી પેરે નહીં મસ સસતી;
અંગ મુખ વાસ વાળી, ભલી ચાલે છટા થકી;
મૃદુ જોતી બોલતી ને પીતી રસ હસતી.

## સોળ સણગાર (અંતરના.)

સુઘડતા આવડત, ડાહપણ ચતુરાઇ;
ચપળતા પતિવ્રત, ઉદારતા સાત છે;
ક્ષમા સત્ય સંતોષ ને, ઉદ્યોગ દયા સુવિદ્યા;
સર્વ જન પ્રીતિ પ્રભુભક્તિ દિન રાત છે;
ધૈર્યસહ સોળ ગુણ, સજી એવી નારી તે તો;
ઘર નાત જાત દેશ વિદેશ વિખ્યાત છે;
સોળ સલખણી નારી, સોળ સણગારવાળી;
મળે જેને હાસ વ્હાલી, તેની તો શી વાત છે !

અંગરેજ મડમો અને આર્ય અબળાઓમાં બે રીતને મોટા તફાવત જોવામાં આવે છે. પહેલો કુશળતામાં અને બીજો પોશાકમાં. કાબેલીઅતપણામાં જે મોટા ફેરફાર છે તે ઉપરના સદ્ગુણો હાંસલ કરવાથી દૂર થઇ એકસરખાપણું થઈ શકે એમ છે. અને પહેરવેશનેમાટે તો આપણે અંગરેજ લેડીઓમાં વખાણ કરવા જોગ કંઇ જોઇ શકતા નથી. દેશાચાલ પ્રમાણે સ્વાભાવિક રીતે દેશદેશના પહેરવેશમાં કેટલોક તફાવત હોય છે. અંગરેજ મડમોને હમેશ પહેરવાનાં લૂગડાં પાછળ જે ખરચ થાય છે, તે હિંદુ સ્ત્રીઓનાં લૂગડાં સાથે સરખાવતાં અતિ ઘણો છે. આર્યાવર્તની મહિલાઓના પહેરવેશમાં આપણે જેમ દોષ જોઇએ છીએ તેમ અંગરેજ લેડીઓનો પોશાક તદ્દન દોષ રહિત નથી. તેમનામાં પણ કેટલીક ખામીઓ જોવામાં આવે છે તોપણ આપણે તો આપણી ખામીઓ સુધારવી એજ આપણું કર્તવ્ય છે.

હાલ વિલાયતમાં તરેહ તરેહવારનાં લૂગડાં બનવાથી અત્રેના મોજીલા લોકોએ તેનો બહુ છૂટથી ઉપયોગ કરવા માંડયો છે. કાચા રંગનાં અને ભપકાદાર ઝીણાં-અર્ધનગ્ન દેખાય-તેવાં પટકૂળ પહેરવાથી તે શરીરને કંઇક શોભા આપતાં હોય, તોપણ તેથી લજ્જાનો કેવો ભોગ અપાય છે તેનો તેનાં ઉપયોગ કરનાર જરાપણ વિચાર કરતાં હોય એમ લાગતું નથી. હિંદુ બૈરાંમાં પહેરવેશને લગતી કેટલીક બહુ ખરાબ રીતો છે. તેઓ ઘરમાં અને કેટલીક વખતે બહાર ફરે છે ત્યારે પણ, શરીરપર સાલ્લો હોય તો ઘાઘરો નહિ અને ઘાઘરો પહેરે તો કાપડું નહિ! આવા અધુરા પહેરવેશથી તેમની મર્યાદાનું યથાર્થ સંરક્ષણ કેમ થાય? ઘાઘરો, સાલ્લો અને કાપડું પહેરવાની સ્ત્રીઓને કેટલી જરૂર છે, અને તે વગર સ્ત્રીઓનો દેખાવ કેવો નિર્લજ દેખાય છે તે જાણીતું છે. માટે તેનું વિવર્ણન કરવાની જરૂર નથી. દરેક સલજ્જ સ્ત્રીએ એવો પહેરવેશ પહેરવો કે જેથી પોતાની લજ્જા જળવાય. કાંચળીના કરતાં ચોળી પહેરવાનો ચાલ બહુ સારો છે. ઝીણાં અને બારિક લૂગડાંનો તો જેમ બને તેમ થોડો ઉપયોગ કરવો.

સ્ત્રી મોહનીરૂપ છે, માટે તેણે પુરુષ કરતાં વધારે લજ્જા ધારણ કરવી જોઈએ. સર્વ લજ્જામાં મર્યાદશીલ લજ્જા ઉત્તમ છે. લજ્જા એટલે કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ એવું સમજે છે કે, માથાપરના સાલ્લાનો લાંબો ઘુમટો તાણી મોં સંતાડી બેસવું કે કોઇ ખૂણામાં મૂગાં ભરાઇ રહેવું! તેમની આવી સમજમાં બહુ ભૂલ છે. આથી માથું, છાતી કે અંગ ઉઘાડું રાખીને બેઅદબથી રહેવાની અવળી સમજણ કોઈએ લેવી નહિ. સદાકાળ અદબમાંજ રહેવું. અને જેની જેટલી ઘટે તેટલી શરમ હમેશ

રાખવી. લજ્જા એટલે મર્યાદશીલપણે વર્તી પોતાના સસરા, જેઠ, પતિ અને પતિના મિત્રો કે જે માણસ પોતાને ઘેર આવ્યા હોય તેને યોગ્ય માન આપવું. આપણામાં અયોગ્ય લાજ કાઢવાનો રિવાજ કેટલીક રીતે જોતાં સુખકર નથી. એથી ઘરનાં ઘણાં કામમાં બિગાડ થાય છે, ને પરાયા માણસનો સત્કાર કરવાને બદલે તેનું અપમાન થાય છે. સ્ત્રીઓમાં અતિ લાજ કાઢવાનો ચાલ મુસલમાન જેવાં જુલમી રાજ્યના વારામાં પોતાના સંપૂર્ણ સંરક્ષણનેસારૂ પડ્યો હોય, તોપણ આ નીતિમાન્ રાજ્યમાં તો તેને હદમાં રાખવાની આવશ્યકતા છે. એ ચાલ વિશેષે કરીને મારવાડી અને પાટીદાર તથા દેશાઈઓ કરતાં નાગરો વગેરેમાં ઠીક છે.

જેમ અંગરેજ મડમો અને પારસી બાનુઓનાં લૂગડાં પાછળનો ખરચ વધારે છે તેમ હિંદુ બૈરાંઓનાં ઘરેણાં પાછળનો ખરચ કંઇ ઉતરે એવો નથી. જ્યારે લૂગડાં પાછળનો મોટો ખરચ થોડા દિવસ પછી નકામો થઈ જાય છે, ત્યારે ઘરેણાં પાછળનો ખરચ કોઇ આપત્તિકાળે બહુ ઉપયોગી થઇ પડે છે; તોપણ નાણાંની તાણ અને ધંધા રોજગારની આ પડતી હાલતના સમયે સોનારૂપાનાં ઘરેણાં ઘડાવી તેમાં નાણાંને રોકી રાખવા કરતાં વેપાર હુન્નરમાં વાપરવાની વિશેષ જરૂર છે. ઘણી ઘેલી ગૃહિણીઓ ઘરેણાંસારૂ પોતાનાં માબાપ સાથે કે સાસુસસરા અને પતિ સાથે કજીઓ, કંકાસ કરી ઝઘડો મચાવે છે. ઘણું ઘરેણું પહેરવાથી નાના પ્રકારના દુઃખદાયક અને જીવસટ્ટાના જોખમકારક બનાવો બને છે, તે કોઇથી અજાણ્યું નથી. માટે સમજુ સ્ત્રીએ સ્વામીની સંપત્તિ પ્રમાણે પોતાને જે આભરણ મળે તેથી સંતોષ પામવો.

ડાહી સ્ત્રીઓએ મસ આભૂષણ પહેરી પોતાના શરીરને શોભાવવા કરતાં પોતાનું સદ્ગુણરૂપી ઘરેણું નિરંતર ધારણ કરી શરીર સણગારવું એજ શ્રેષ્ઠ છે.

હાલની હિંદુ સ્ત્રીઓની તપાસ કરીશું તો તેમાંથી કવચિત્જ કોઇ પોતાના ઘરની કે પારકા ઘરની અથવા સાસુસસરાની કુથલી કે નિંદા કર્યા વગર વૃદ્ધ થઇ હશે. વૃદ્ધ સ્ત્રીઓ કરતાં યુવાન સ્ત્રીઓમાં કુથલી કરવાનો કુચાલ વધારે પ્રચલિત જણાય છે. ઘરકામથી પરવારી રહ્યા પછી સરખે સરખી સખીઓ મળીને પોતાનાં સાસરીઆંની કે પારકા ઘરની નિંદાની વાતો કરવા માંડશે. જ્યારે કોઇ નિંદા તે નિંદા કરનારીઓમાંથી કોઇને માંહોમાંહે લાગુ પડે છે, ત્યારે તેઓ એકબીજાને મેણાંટોણાં મારી લઢી પડે છે!! એવી વખતે માંહોમાંહે અણબનાવ થયાથી, અથવા જેની નિંદા કરતાં હોય તેના સાંભળવામાં તે આવેથી ઘણા ભારે ઝઘડા ઉભા થાય છે; બીજી રીતે કહીએ તો તે ઠેકાણે કજીઆબાઇ અને કર્કશાબાઇનું ખરૂં સ્વરૂપ એજ વેળાએ ખડું થાય છે!

જે સ્ત્રીઓ પોતાનું કામ કરી પરવારતી નથી અથવા પોતાના ઘરધણીથી કે સાસુસસરાથી બીહે છે તે પાણી ભરવા જતાં, ભાગોળે જતાં કે નદી તળાવપર જતાં પોતાની સાસુ વગેરેની ખોદણી કરે છે. કોઈ કોઇ તો બીજા કોઇથી સંભળાય નહિ એવી રીતે ધીરે સાદે છૂપી વાતો કરે છે. કોઇ કોઇ તો મકલાતી મકલાતી પરસ્પર તાલી આપી વાતો કરે છે. કોઇ વહૂ સહીઅર આગળ પોતાનું દુઃખ રડી દેખાડે છે તથા કેટલીક તો સાસુ, સસરા અને નણંદાદિના ત્રાસની ફરીઆદ પોતાની બહેનપણીઓ આગળ કરે છે. મારી સાસુ કાંઇ કામ કરતી નથી, બધુંજ

હું કરૂં છું. મારી સાસુ કજીઆખોર છે, મારી નણંદ કજીઆદલાલ છે, મારો સસરો વઢકણો છે, ફલાણી વહુ વાંકીટીકી ચાલે છે, ઢીકણાભાઇ આવા તેવા છે, ફલાણાને ત્યાં જમવા સૌ આવ્યાં, પણ કાણ માંડી ત્યારે કુટવા કોઇ ન આવ્યાં, ફલાણાએ કરકરીઆવર બરાબર કર્યો નહિ, ફલાણાને ત્યાં વડીપાપડ સારાં થયાં નહિ. એમ અનેક બુદ્ધિવિનાશક વાતો કાઢી પોતાના ઘરની અને પરિજનની નિંદા કરી કાળક્ષેપ કરે છે. આવી કુથલીમાં સંતાપનાં ઉંડાં બીજ રહેલાં હોય છે. માટે ભલી અને સમજુ નારીઓએ તેવી કુથલી કરવી નહિ, એટલુંજ નહિ પણ જ્યાં તે થતી હોય ત્યાં જોવા કે સાંભળવા પણ ઉભાં રહેવું નહિ. દુઃસંગ કદી પણ કરવો નહિ. એથી ઘણું ઘણું દુઃખ પ્રાપ્ત થાય છે. "જો મળે ચાર ચોટલા તો ભાંગે ઘર ઓટલા" એ કહેવતને ખોટી પાડી જે સ્ત્રીઓ સજ્જનની સંગત કરે છે તેજ સારા લોકમાં માન પામે છે. માટે સુશીલ, સરળ, કુલીન, વિનયી અને ગુણવાન્ સ્ત્રીઓની સોબત કરવા પ્રયત્ન કરવો. સત્સંગ એજ ખરો પારસમણિ છે. લોખંડને તેનો સ્પર્શ થવાથી જેમ તે લોઢાનું સોનું થઇ જાય છે તેમ માણસને સત્સંગ મળવાથી,, ગમે તેવું રજોતમોગુણી મનુષ્ય પણ સત્વગુણી કે સાધુવૃત્તિનું થઇ જાય છે. પરન્તુ सुलभः प्राणपरित्यागो दुर्लभः सज्जनसमागमः એટલે પ્રાણનો ત્યાગ કરવો તે સહેલો છે પણ સજ્જનનો સમાગમ થવો તે દુર્લભ છે.

વળી શ્રી શંકરાચાર્યે પણ ઉપદેશ કર્યો છે કેઃ—

क्षणमपि सज्जन संगतिरेका
भवति भवार्णवतरणे नौका ॥

**અર્થ**–એક ક્ષણ પણ સજ્જનની સંગતિ છે તે સંસાર સાગર તરવામાં એક વહાણ થઇ પડે છે.

લગન સમયે કેટલીક સ્ત્રીઓ પોતાના ઘેર કે પારકે ઘેર ફટાણાં ગાય છે એવાં ગીત ગાનારી સ્ત્રીઓ નિર્લજ ગણાય છે. માટે કુલીન સ્ત્રીઓએ એવાં ગીત ગાવાને તો શું પણ સાંભળવા પણ કદી ઉભાં રહેવું નહિ. વળી એ સિવાય બીજી બે એબ તેમને ઘણી લજ્જાવનારી અને ગુણીજનોનો તિરસ્કાર ખેંચનારી છે. પહેલી હોળીની નિર્લજ રમત અને બીજી રડવા કુટવાનો *કુચાલ. હોળી ટાણે ભુંડા લોકો સાથે હોળી રમી!! કાદવ અને ધૂળાદિ ઉછાળી પોતાનાં શરીર ગંદાં કરવાં એટલું જ નહિ, પણ પર પુરુષ સાથે હોળી ખેલી પોતાની લજ્જાનો ભોગ આપવા ઉપરાંત, પોતાનાં માબાપ તથા સાસરીઆંનાં કુળને કલંક લગાડવું! એ જેવો લજ્જામણો ચાલ બીજો કયો!! ધિક્કાર છે એવી પત્નીઓને તેમના પતિતપણાને માટે!!

રડવા કુટવાનો ચાલ* પણ ઓછો ધિક્કારભરેલો નથી. એ ચાલ ભરતખંડના બાજા ભાગ કરતાં ગૂજરાતી હિંદુ બૈરાંમાં બહુ પ્રસરેલો જોવામાં આવે છે. ગૂજરાતી હિંદુઓની જોબનવંતી તેમજ વૃદ્ધ સ્ત્રીઓ જે વખતે જાહેર રસ્તા

---

* "રડવા કુટવાના હાનિકારક ચાલ" વિષે મારો લખેલો નિબંધ મેં પ્રથમ સન ૧૮૮૩ના મે માસની ત્રીજી તારીખે મારા વતન કપડવણજમાં, ખેડા જીલ્લાના તે વખતના ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર રાવ બહાદુર મોતીલાલ ચુનીલાલના પ્રમુખપણા તળે મળેલી જાહેર સભામાં વાંચ્યો હતો. એ પછી એ નિબંધ "વડોદરા સ્વદેશ હિતવર્ધક સભા"ને મોકલતાં, તેની વિદ્વાન કમિટિએ તેને પસંદ કરી એજ સાલમાં છપાવી એનો બહુ પ્રસાર કર્યો છે. એ નિબંધમાં રડવા કુટવાના અઘટિત ચાલ વિષે લંબાણથી લખ્યું છે માટે અત્રે પુનઃ વિસ્તાર કર્યો નથી. તદપિ તે વિષે જેઓ વિશેષ જાણવાની જીજ્ઞાસા રાખતાં હોય તેઓને તે નિબંધ વાંચવા વિજ્ઞપ્તિ છે.

પર રડે કુટે છે તે વખતે તેની લાજની કંઇ મર્યાદા રહેતી નથી. એથી લજ્જાળુ સ્ત્રીઓની લાજ લૂટાય છે, શરીરની હાનિ થાય છે. વળી એ ક્રૂર ચાલથી આપણા શાસ્ત્રવચનનું ઉલ્લંઘન થાય છે અને અન્યજાતિના લોકોમાં પણ આપણી મશ્કરી થાય છે. માટે સ્ત્રીઓએ પોતાની છાતી કે પછી શરીરનો કોઇ પણ ભાગ ઉઘાડો મૂકીને જાહેર રસ્તાપર કે નદી તળાવપર નહાવા ધોવાનો અને રડવા કુટવાનો દુષ્ટ ચાલ તજવો જોઇએ છે. પોતાના આશ્રયદાતા કે પોતાના સગા તથા પ્રિય મિત્ર અને નિકટ તથા યુવાન સંબંધીના ગુજરવાથી દુ:ખ થાય, કલેશ ઉપજે, રડવું આવે પણ તે સઘળું સહન થઇ શકે એવું ન હોય તો પ્રેમનાં થોડાં આંસુ ઘરખૂણે પાડવાં. પણ માત્ર ન્યાત રિવાજને લીધે ન છૂટકે રડવું કુટવું પડે તો, કદાપિ જાહેર જગામાં રડી કુટીને પોતાની લજ્જાનો ભોગ આપવો નહિ. રડવાથી દુ:ખનો ઉભરો નરમ પડે છે ખરો, તથાપિ વાસ્તવિક દુ:ખ દૂર થતું નથી. જેમ પેટનું દુ:ખ માથું કુટે મટતું નથી તેમ જે માણસના ગુજરવાથી દુ:ખ પડે છે તે રડવા કુટવાથીજ ઓછું થતું નથી. એ ચાલ સારો નથી. તેથી ઘણી હાનિ છે. માટે હાલના સુધરતા જમાનામાં તેનો અવશ્ય અટકાવ થવો જોઇએ.

"તુખમે તાસીર ને સોબતે અસર" એ કહેવતના અર્થ પ્રમાણે જેવું કુળ તેવી છાપ પડે છે અને જેવી સંગત તેવું ફળ મળે છે. અર્થાત્ સદ્ગુણીની સોબતથી સદ્ગુણી થવાય છે અને દુર્ગુણીની સોબતથી દુર્ગુણી થવાય છે. માટે સારી સ્ત્રીઓએ દુષ્ટ અને દુરાચારી સ્ત્રીઓની સોબત કદી કરવી નહિ. દુષ્ટ સ્ત્રીની દીકરીઓ નઠારીજ નિવડે છે માટે તે સુપાત્ર કે કુલીન થતી નથી પણ ધર્મભ્રષ્ટ થાય છે. તે ભણુવા ગણુવાનું તથા અવનવા હુન્નરાદિ નહિ

શીખતાં 'તારી હબુ કેમ મૂઇ' "ટાંટાં," કહી રડવા કુ-ટવાનું શીખે છે; તે વિવાહાદિક માંગલિક અવસરે સમયો-ચિત ઈશ્વરવિવાહ, મામેરું, રૂકમણી હરણ, સીતાજીની કાં-ચળી વગેરે ગીત ગાવાને બદલે ભુંડાં ગીત ગાય છે; તે પતિપર પ્રેમ નહિ રાખતાં પરપુરુષ સાથે પ્રીતિ બાંધે છે; તે હોળીની નિર્લજ રમત રમે છે; તે મૂર્ખ અને વહેમી સ્ત્રીઓ સાથે બહેનપણું કરી ધુતારા લોકોને પોતાનો પૈસો આપી દે છે; તે લોકોની અને પોતાના ઘરની નિંદા કરે છે; તે પતિ, સાસુ, સસરા અને નણંદાદિક સાથે કંકાસ કરી કેવળ દોષની અધિકારી થાય છે. પરન્તુ સદ્ગુણી સુંદરીઓની પ્રજા તો સુપાત્ર અને ધાર્મિક થાય છે માટે તે માબાપ તથા ગુરુની આજ્ઞામાં રહે છે; તે નિર્દોષ રમત રમે છે અને સારો વિદ્યાભ્યાસ કરે છે; તે સમજુ અને ભણેલી સ્ત્રીઓની સંગતિમાં રહે છે; તે વૃદ્ધ સ્ત્રીપુરુષનો સદ્ઉપદેશ શ્રવણ કરી તે પ્રમાણે વર્તે છે; તે સાસુસસરા અને દીએરદેરાણી તથા જેઠજેઠાણી અને નણંદભોજાઇ રાજી રહે તેમ ચાલે છે; તે પોતાના ઘરધંધામાં અને સાંસા-રિક તથા વ્યાવહારિક કામમાં કુશળ રહી ધર્મનું એક પણ પગથીઉં ભૂલતી નથી. ભણીગણીને સ્વામીસેવામાં, સંસાર વ્યવહારમાં અને સદ્ધર્માચરણમાં તલ્લીન થયેલી સ્ત્રીઓજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત કરી કૃતાર્થ થાય છે. માટે આ આર્યસ્થાનની સર્વ સુંદરીઓ તેવી નિવડો એજ આકાંક્ષા સર્વેશ્વર પાર પાડો. તથાસ્તુ.



# વિજ્ઞાપના.

સારાં ઉપયોગી પુસ્તકોનો ઝટ ઉઠાવ થાય છે. તેથી વિદ્યાનો વધારો થાય છે. વિદ્યાવૃદ્ધિથી લોકમાં સુખ સંપત્તિનો પ્રસાર થાય છે અને ગ્રંથકારોને પણ ઉત્તેજન મળે છે. વિદ્વાનોના હાથથી શાળોપયોગી કે લોકોપયોગી પણ નીતિબોધક અને સુધર્મવર્ધક રસિક પુસ્તકો પ્રગટ થવાથી વિદ્યાભિલાષી જનોને પરમાનંદ પ્રાપ્ત થાય છે. એ તો તેના અનુભવીઓને વિદિતજ છે.

મારાં રચેલાં પુસ્તકોની માગણી કેટલાક ગૃહસ્થો તરફથી થાય છે એ સારૂ તેમનો ઉપકાર માનતાં જણાવવું પ્રાપ્ત થાય છે કે, કેટલાંક પુસ્તકની એક પણ પ્રત રહી નથી; માટે જે ખપી ગયાં છે તે બીજી ખબર આપતા સુધી કોઇએ મગાવવા તસ્દી લેવીજ નહિ.

પુસ્તકો કયાં ખપી ગયાં છે અને કયાં વેચવાનાં છે તેની યાદ કીમત સાથે નીચે પ્રમાણે છેઃ-

| | | |
|---|---|---|
| ૧ સુંદરીગુણમંદિર. .................... | ૦-૧૨-૦ | |
| ૨ ભૂગોળ પ્રશ્નોત્તરમાં ................ | ૦- ૫-૦ | (નથી.) |
| ૩ પહેલા અને બીજા ધોરણનો અભ્યાસ કરવાનું પુસ્તક.................... | ૦- ૩-૬ | (નથી) |
| ૪ ભૂતળ, ખગોળ અને ભૂસ્તરવિદ્યાનાં સામાન્ય મૂળતત્ત્વનો સંક્ષેપ (શ્રી ર. તથા મ. હ.) | ૦- ૪-૦ | |
| ૫ રડવા કુટવાના હાનિકારક ચાલ વિષે નિબંધ. (વડોદરા સ્વદેશ હિતવર્ધક સભાએ પાસ કરીને છપાવ્યો છે.)...... | | |

મુંબઈ, ભૂલેશ્વર
શાકમાર્કિટની સામે
ડાકાવાડી ઘર નં. ૭.

કર્ત્તા,
મહાસુખરામ હરગોવિંદદાસ.